આ તક ન જ ચૂકશો

# આર્ય સંસ્કૃતિનું રેખાદર્શન

કર્તા

વિજયરાય કલ્યાણરાય

એ પુસ્તકના પહેલા ખંડ (ઋગ્વેદકાલ)નું ક્રમિક પ્રકાશન જાન્યુઆરીથી માસિક કૌમુદીમાં શરૂ થાય છે. એ વિષય પર આ પ્રકારનું ગુજરાતી પુસ્તક—આટલું વિગતોથી ભરપૂર, આટલી રસાત્મક શૈલીમાં રચાયલું—અત્યાર પહેલાં ગુજરાતી ભાષામાં હતું નહીં એ વાત તમે જ—કૌમુદીમાં એ મહિને મહિને વાંચીને આનંદશો ત્યારે—સ્વેચ્છાથી સ્વીકારશો. માટે આ અપૂર્વ તક સાધવી હોય તો માસિક 'કૌમુદી'ના ગ્રાહક આજે જ થઈ જાઓ. (માસિકની વધુ વિગતો આ પુસ્તકને છેલ્લે પુઠે વાંચશો).

# ભણકાર

અનુવાદક

બળવંતરાય ગણપતરામ ઠાકોર

પ્રકાશક

કૌમુદી કાર્યાલય, અમદાવાદ

પ્રત ૧૫૦ સં. ૧૯૮૧

આના આઠ

# પ્રકાશકની નોંધ

આ નાટકના ત્રણ અંક તથા અંક ચોથાનો એક પ્રવેશ અગાઉ 'કૌમુદી'મા પ્રસિદ્ધ થઈ ગયાં છે, પણ બાકીનો ચોથો અંક આખો તથા અનુવાદકનો દ્યોતક અને ઉપયોગી પ્રવેશક એટલું આ પુસ્તકાકારમા પહેલી જ વાર પ્રગટ થાય છે. નાટકમાં અર્વાચીન સ્ત્રીજીવનને લગતા મહત્ત્વના પ્રશ્નોનું નિરૂપણ હોવાથી, આગલી પ્રસિદ્ધિ વખતે વાચકોને તેણે આકર્ષણ કરેલું તેવું જ આ તેનું સંપૂર્ણ સ્વરૂપ પણ કરશે એવી અમારી ખાતરી છે.

પુસ્તકાકાર માટેની આ છૂટી નકલો છપાવવામા આવી ત્યારે વિચાર (જે હાલમાં સંજોગવશાત્ બંધ રહ્યો છે) એમ હતો કે 'કૌમુદી'માં આવી ગએલાં નાટકો તથા વાર્તાઓના સંગ્રહમાં આ નાટક પણ મૂકવું. આ કારણથી બેકી સંખ્યાનાં પાનાં પર નાટકો એમ બહુવચન છપાયું છે.

અર્પણ:

ગૂર્જરાતની

કો

માંગડાને.

# પ્રસ્તાવના

પરસાહિત્યનું વાંચન હજી ગૂજરાતમાં થવું જોઈએ તેટલું નથી, પછી તેના અભ્યાસની તો વાત જ માંડી વાળીએ. તેનું કારણ વિચારવા બેસીએ છીએ તો એમ દેખાય છે કે આપણી ભાષામાં બીજી ભાષાઓનાં ભાષાંતરો ઘણી જ ઓછી સંખ્યામાં જોવામાં આવે છે. પણ વળી બીજી રીતે એ પણ સાચું છે કે વાંચનારના અભાવે ભાષાંતરો પણ કોણ કરવા લલચાય ? એ પરિસ્થિતિના ઉકેલનું આ સ્થાન નથી. છતાં, ઈંગ્રેજી ફ્રેંચ અને જર્મન ભાષાઓના શિષ્ટ ગ્રંથોના અભ્યાસની જરૂર તરફ ગૂજરાતના કેળવાએલ વર્ગનું ધ્યાન હું દોરવા માગું છું, અને ખાસ કરીને લેખકવર્ગનું; કારણકે સાહિત્યવૃક્ષનું ખાતર અન્ય સાહિત્ય જ છે. દેશદેશના સાહિત્યના ઈતિહાસનો અભ્યાસી તેની સાક્ષી જરૂર પૂરશે.

પ્રસ્તુત ભાષાંતર એ દિશામાં એક અલ્પ પ્રયત્ન છે. એને શરૂ કર્યું ત્યારે સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એ પુસ્તકાકારે બહાર પડશે અને કૌમુદીનાં પાનાંઓમાં છપાવા માંડ્યું, ત્યારે એને ફરીથી ધ્યાનપૂર્વક જોઈ જવાનો, અને ભાષાંતરકલાના બધા નિયમો પાળવાનો સમય ન હતો. એટલે આ નાટક એક સુંદર અનુવાદના નમુના તરીકે વા મૂળને અક્ષરેઅક્ષર વળગી રહીને કરવામાં આવે છે એવું માનવાની ભૂલ વાંચક રખે કરે. ઉલટું કેટલીક સ્થળે એકાદ–બે વાકયો ઉડાવી દેવાની, અને મૂળના રૂઢ પ્રયોગોને ગૂજરાતી સ્વાંગ પહેરાવવાની હિમ્મત પણ કરી છે. ટુંકામાં, જો કે અસલ રસને પૂરેપૂરો જાળવી રખાયો નહિ હોય, પણ તેમાં ક્ષતિ તો નથી આવવા દીધી. અને એને સારૂ જે જે બીજા ગ્રંથોની મદદ લીધી હોય તેની એક મોટી ટીપ કરી છાપવાની જરૂર આ લેખકને નથી લાગતી.

આ પ્રકારના ગ્રંથોની તૈયારીમાં બીજાઓ થોડી સામગ્રી પૂરી પાડે એ અનિવાર્ય છે.

બા. ગ. ઠાકોર

# પ્રવેશક

## ૧

બાલ્ટિક સમુદ્રને કાંઠે અને છેક રૂશિયાની હદમાં જર્મનીને તાબે એક પ્રાંત-પૂર્વ પ્રશિયા, તેનું નામ-છે. તેની છેક જ રૂશિયાની તરફની હદ આગળ એક નાના, માત્ઝીકેન, કરીને ગામમાં ઝૂડરમાનનો જન્મ ઈ. સ. ૧૮૫૭ના સપ્ટેંબરની ૩૦મી તારીખે, થયો હતો. તેના પિતાની સ્થિતિ ઘણીજ ખરાબ હતી, અને ૪ છોકરાં સાથે ૬ માણસોનું માંડમાંડ ભરણપોષણ થઇ શકતું. પોતાના કુટુંબની એ વિટંબણા અને ચિંતાભર્યા દિવસો, ઉમ્મરે નાના, પણ બુદ્ધિ તથા ચંચળતામાં મોટા હુરમાનના કોમળ હૃદય ઉપર ઊંડી અસર કર્યા શિવાય રહ્યા નહિ. દુઃખ અને દરિદ્રતાની નિશાળે બેસી જે પાઠ પોતે ભણ્યો એ કદી તે વિસર્યો નહિ. એ સ્થિતિમાં એક સુંવાળું વિચારવંત હૃદય જીવનની કઠણ બાજુને કેવી રીતે ઓળખતાં શીખે છે, તેનો સરસ ચિતાર પોતાની સૌથી પહેલી, અને જર્મન સાહિત્યની સુંદર નવલકથાઓમાંની એક,-**ચિંતાપરી**-માં તેણે આપ્યો છે.

પણ નાના હુરમાનના માનસને ઘડનાર, ઘરની નબળી આર્થિક સ્થિતિ ઉપરાંત બીજાં પણ બળો હતાં. તેમાંનું એક પોતાના પ્રાંતની વિકરાળ કુદરત, અને બીજું તેનો માતૃપ્રેમ. પૂર્વ પ્રશિયાનો પ્રાંત નથી એટલો બધો ફળદ્રુપ કે નથી સુંદર. ઉલટું, વરસમાં કેટલાક મહિના

સુધી તો ત્યાંની જમીન બરફથી ઢંકાએલી જ રહે છે. અને બાકીના મહિનામાં, દેવદારના વનમાં થઇને ઉત્તર દિશાનો પવન ભયંકર અવાજ કરતો વાયા કરે છે. પણ એવી યે કુદરત હુરમાનને એટલી વહાલી લાગતી કે ઘણી વાર તે ક્ષાંએ સુધી એકલો પગે ચાલીને જતો. બાપનો અસલ ધંધો દારૂ વેચવાનો હતો, પણ તેમાં તે ન ફાવ્યો, એટલું જ નહિ, પણ પોતાની નામની મૂડી પણ ગુમાવી બેઠો, એટલે પરગામ જઇ ખેડુત બન્યો. એવાની જીંદગીમાં કુટુંબપ્રેમને સ્થાન નથી. એટલે નાનો હુકરમાન મા તરફ ખાસ હેત રાખતાં શીખ્યો. તેની ઘણી કૃતિઓમાં મા અને બાળકનો નિર્દોષ અને ગાઢ પ્રેમ દોરાએલો આપણે જોઇએ છીએ, તેનું કારણ આ રીતે સમજી શકાય તેવું છે.

આ થઇ સ્વશિક્ષણની એટલે કે દરેક વ્યક્તિનું ચિત્ત પોતે જ પોતાનો વિકાસ ને ઘડતર કરે છે, તેની વાત. પણ નિશાળનું ઉપરચોટીઆ શિક્ષણ તેને ન્હોતું મળ્યું એમ ન સમજવું. સામાન્ય રીતે ઉમ્મર લાયક થતાં ગામની નિશાળે તેને મુકવામાં આવ્યો. પણ ચૌદેક વરસની ઉમ્મરે, ઘરની ગરીબાઇનો ભાર ઓછો કરવા, એક દવાઓ બનાવનારને ત્યાં, શીખાઉ તરીકે તેને નોકરીએ મુકવામાં આવ્યો. થોડા મહિના બાદ, વિદ્યાના શોખે તેને વિનયમંદિરમાં જોડાવાનું મન કરાવ્યું, અને ત્યાંથી કયોનીગ્સબર્ગની વિદ્યાપીઠમાં પણ અભ્યાસ કરવા તે દાખલ થયો. સાહિત્યનો–વાંચવાનો તેમજ લખવાનો–શોખ તો ક્યારનો એને લાગી ચુકયો હતો. ખાસ કરીને નાટકો લખી કીર્તિ સંપાદન કરવાની ઊંડી ઇચ્છા હતી. એવા અભિલાષવાળાને રાજનગર–બર્લિન–શિવાય બીજું સારૂં સ્થળ હતું નહિ, એટલે આપણા જુવાન લેખકે પહેલાં તો એક નાટક લખી નાંખ્યું, અને પછી તે શહેરનો રસ્તો લીધો. તેની અર્પણપત્રિકા, ત્યાંના એક આગેવાન થીએટરના માલીકની સ્ત્રીને કરી, નાટકનું લખાણ તેના ઉપર મોકલી આપ્યું. હવે તેને તે નાટક સ્વીકાર્યે અને ભજવ્યે જ છૂટકો ! બે દિવસ ગયા, ચાર થયા, એક અઠવાડીઉં–બે અઠવાડીઆં પસાર થયાં: છતાં ન નાટકની પ્હોંચ આવી કે ન નાટકમંડળીના પાટીઆ ઉપર તેને ભજવવાની જાહેરાત મુકાઇ. થોડા વધારે દિવસ ગયા, એટલે અધીરા નાટકકારે પોતાનું અમૂલ્ય

નાટક પાછું મંગાવ્યું–અને તે પાછું આવ્યું પણ ખરૂં. તેને તપાસી જોતાં તેને કોઇએ વાંચ્યું હોય એમ લાગ્યું નહિ. ઉલટું કોઇ કરકસરીઆ નોકરે કાગળની એક બાજુએ જે કોરો ભાગ–હાંસીઓ–રાખવામાં આવ્યો હતો તે પણ કાપી લીધો હતોઃ "જાણે કે આખા નાટકમાંથી ઉપયોગી ભાગ એટલો જ ન હોય," એમ ભવિષ્યમાં ઝૂડરમાન પોતે જ કટાક્ષમાં કહે છે.

હવે તો તેને સારૂ નોકરી વિના બીજો રસ્તો હતો નહિ. પણ જેને લખવાની લગની લાગી હોય તેનાથી યંત્રની માફક રોજ એકનું એક કામ કેમ થાય ? થોડો વખત ખાનગી શિક્ષક તરીકે, થોડો વખત વર્તમાનપત્રોના તંત્રી કે રીપોર્ટર તરીકે, એમ બેત્રણ વરસ બર્લિનમાં પસાર થયાં. દરમિયાન સ્વશિક્ષણ તો ચાલુ જ હતું. રાજનગરનાં આગળ વધેલાં–Fashionable–કુટુંબોનો અંગત અનુભવ અને નિરીક્ષણ એ વર્ષોમાં સારી પેઠે થયાં; અને સાથેસાથે ફ્રેંચ સાહિત્યનો ઉંડો અભ્યાસ પણ તેણે કર્યો. આપણા ગૂજરાતી સાહિત્યમાં આજે પણ મોટે ભાગે જેમ આદર્શ ગુણવાળાં, કૃત્રિમ કે અવાસ્તવિક પાત્રો અને ભાવોથી ભરેલાં કાવ્યો, નાટકો ને નવલકથાઓ લખાય છે, તે જ સ્થિતિ જર્મન સાહિત્યની તે અરસામાં હતી. ગૂજરાતનું જ ને શુદ્ધ ગૂજરાતી જીવન પણ આપણા સાહિત્યમાં બહુ જ ઓછું પ્રતિબિંબિત થાય છે, અને કૌટુંબિક કે સામાજિક અનિષ્ટોને ઉઘાડાં પાડી તેને લીધે વ્યક્તિગત જીવન કેટલું ને કેવું હણાઈ વા રેસાઈ જાય છે એ દેખાડનારાં નાટકો કે નવલકથાઓ આપણી ભાષામાં આંગળીને વેઢે ગણાય તેટલાંએ નથી. સાહિત્યમાં વાસ્તવિકતાવાદ (realism) યુરોપમાં સૌથી પહેલો ફ્રાંસમાં દાખલ થયો. અને જેમ રશિયા અને ઇંગ્લાંડના ગઇ સદીના મહાન લેખકો–ટૉલ્સ્ટોય, ચેહોવ, મેરેડીથ, વગેરે ફ્રેંચ વાસ્તવિકતાપંથના અનુયાયી છે, તેમ ઝૂડરમાને પણ ઝોલા, મોપાસાં, ફ્લોબર, વગેરે લેખકોની હુબહુ જીવનને અનુસરતી કૃતિઓ વાંચીને જ પોતાનો લાક્ષણિક તથા રુચતો માર્ગ ખોળી લીધો. અને એનું પ્રથમ ફળ તે તેની પહેલી નવલકથા. એટલે, સાહિત્યકાર તરીકેના તેના જીવનને પ્રેરનારૂં ને પોષનારૂં આ ચોથું બળ છે. બચપણમાં જ

તેની પ્રતિભાને જોઇતું ખાતર મળી ચુકયું હતું: એટલે યુવાવસ્થામાં ફ્રેંચ સાહિત્યના જળનું સિંચન થતાં જ વિધવિધ ફણગા ફુટતાં વાર લાગી નહિ. તરત તો જે નાની નવલકથાઓ તેણે લખી તે ફ્રેંચ ગુરુઓના અનુકરણરૂપે હોઇ, તેનું મૂલ્ય અનુકરણપૂરતું જ છે. પણ **ચિંતાપરી**–Dame Care–માં પહેલી જ વાર શુદ્ધ સાચાં જર્મન જીવન અને ભાવો તેણે આણ્યા. એક દૂરના પ્રાંતના કોઇ ગામમાં જાતજાતની નાની મોટી કૌટુમ્બિક આપત્તિઓ વચ્ચે એક સુંવાળા હૃદયના પણ બુદ્ધિશાળી બાળકનો માનસિક ને આધ્યાત્મિક વિકાસ: એજ તેનું વસ્તુ. એને પ્રસિદ્ધ થતાં વારને લોકોએ વધાવી લીધી નહિ: પણ આજે જર્મન સાહિત્યની પહેલી કક્ષાની નવલ-કથાઓમાં તેનું સ્થાન છે.

પણ જે કામ તેની પહેલી નવલકથાએ ન કર્યું, તે તેના પ્રથમ નાટકે કર્યું. ઈ. સ. ૧૮૮૯ માં **આબરૂ** નામનું તેનું નાટક બર્લિનમાં ભજવાયું અને પહેલીજ રાત્રે તેનાં ખૂબ વખાણ થયાં, એટલું જ નહિ પણ તેમાંથી તેને આર્થિક લાભ પણ સારો થયો. રાજનગરમાં આવીને પાંચેક વરસ દુ:ખમાં કાઢવાં તો પડયાં, પણ ત્યાર પછી બધી જ ચિંતા મટી ગઇ. એટલે નિરાંતે પોતાને વ્હાલી સાહિત્યસેવામાં જ આખી જીંદગી વહન કરી. **આબરૂ** પછી બે વર્ષે એક નવલકથા અને એક નાટક થોડાથોડા દિવસને અંતે પ્રસિદ્ધ થયાં. ઇ. સ. ૧૮૯૩-માં **હાઈમાટ** રચાયું, અને ભજવાયું. અને હવે બબ્બે ત્રણત્રણ વરસને અંતે એકાદ નવલકથા, નાટક કે વાર્તા વડે જર્મન સાહિત્યની ભારે સેવા કરી, ઇ. સ. ૧૯૨૮ ના નોવેમ્બરની ૨૧ મી તારીખે સુડરમાન મૃત્યુ પામ્યો.

૨

જીવનના અણુદીઠ માનસિક સંગ્રામમાં, વ્યક્તિ વિરુદ્ધ સમાજ, બાળક વિરુદ્ધ માબાપ, ને સ્ત્રી વિરુદ્ધ પુરુષ, એમ ત્રણ ધિંગાણાં મુખ્ય છે. **હાઈમાટ**ની નાયિકાના જીવનમાં એ ત્રણે ધિંગાણા બબ્બે વાર, અને ભેગાં મંડાય છે, તોએ તેના કુશળ વિધાયકે તેને ઘણી જ ખુબીથી ને આત્મવિશ્વાસથી એ ધિંગાણાં લડાવ્યાં છે. ટૂંકમાં,

પ્રસ્તુત નાટક જીવનસંગ્રામનું કલાયુક્ત નિરૂપણ છે. અને જીવનસંગ્રામ કે તેનાં ધિંગાણાં દેશકાલથી અબાધિત હોઇ, સર્વને આ નાટકની ઓછીવત્તી ઉપયોગિતા છે જ.

માગડા અને મેરી, છે તો એકજ બાપની પુત્રીઓ, સગી બ્હેનોઃ પણ જેટલું બે બ્હેનોના સ્વભાવમાં અંતર છે તેટલું જ તેમના અને બાપના સ્વભાવની વચ્ચે છે. બન્ને બેનો નાનપણથી જ માની મીઠી ઓથ ગુમાવીને બેઠી છે, અને એથી શ્વાર્ત્ઝે ઉપરનો એક રીતનો દાબ ઓછો થયો છે. પણ માગડાની સગી માને મારી નાખીને નાટકકારે એક ઓર પણ કલાનો અંશ ઉમેર્યો છે. તે એ કે માગડા જ મેરી–બાળક મેરી–ની માની ગરજ સારે છે. બન્ને બ્હેનોનો ગાઢ સંબંધ, ખાસ કરીને માગડાના ચારિત્ર્યનું એક અનુપમ લક્ષણ છે, અને નાટકનું રહસ્ય ઉકેલવામાં ઘણું મદદકર્તા છે. બાપે લશ્કરની નિયમિત અને કડક નોકરી કરી છે, તેથી, અને, સામાન્ય રીતે છોકરાંએ તો માબાપનું કહ્યું માન્યે જ છૂટકો, એવી સર્વ માબાપોની માન્યતા હોવાથી, શ્વાર્ત્ઝેની તેની મોટી પુત્રી તરફની વર્તણૂક સમજાય તેવી છે; પણ તેથી કાંઇ તે ક્ષમ્ય નથી. વખત વીત્યો અને માગડા ૧૬–૧૭ વરસની થઈ, એટલે બાપે તેને ગામના પાદરી સાથે પરણાવવાનો નિશ્ચય કર્યો. "એમાં ખોટું શું હતું ?" સમાજ કહેશે ; "દીકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય." એમ અમુક સ્ત્રીવર્ગને બોલતો હું સાંભળું છું. શ્વાર્ત્ઝેની અને તેની આસપાસના કેટલાક વર્ગની પણ એવી જ માન્યતા હતી. મૃત્યુ પર્યંત તે આવી અંધ શ્રદ્ધામાંથી મુક્ત થતો નથી. એટલે સુધી તે સમાજના પ્રતિનિધિરૂપ છે. પણ માગડા ? તે તો બુદ્ધિશાળી છે, રસજ્ઞ છે, લાગણીવશ અને ભાવનાભરી છે.* સ્વતંત્રતા–પોતાની બુદ્ધિ, રસિકવૃત્તિ અને લાગણીઓને પૂર્ણ રીતે વિકસાવવા તથા તેનો ઉપભોગ કરવા-કરાવવાની સ્વતંત્રતા–ના પાણીની એ તો માછલી; એ જ એનો

* બાર વરસ પછી બાપીકા ઘરમાં પગ મૂકે છે, છતાં ઘરનાં સૌ માણસો–કુતરા સુદ્ધાંત–પ્રત્યે તેનો પ્રેમ બીજા બધાની લાગણીમાં જુદી જ ભાત પાડે છે. જુઓ અં. ૨ પ્ર. ૭.

શ્વાસોચ્છ્વાસ.× બાપથી બુદ્ધિ ને સમજણમાં તે વૃદ્ધ છે. બાપ એને નથી સમજતો એટલી એ બાપને સમજે છે. કુમાર વયથી જ એણે પોતાનું જીવનધ્યેય નક્કી કરી રાખ્યું છે. ટુંકામાં માગડા સામાન્ય સ્ત્રી કરતાં ઉંચી કોટિની સ્ત્રી,–સ્ત્રી જ નહિ પણ વ્યક્તિ છે. એવાને તો કવિના પ્રિય ધૂમકેતુની જેમ,

સુન્દર ભલે સૃષ્ટિ હન્ત, મનમોહિની અભિરામ,
ન્યારાં અમારાં ધામ:
એકાકી આભે ઉતરી, એકાકી ભમી બૂડું;
હું એકલો ઉડું.

એ પંખીને જ્યારે પિંજરમાં પૂરાવાનું આવ્યું, તેના પાલકે તેની ગરદન ઝાલીને જ્યારે તેના ગળામાં ફાંસો નાંખવાનો પ્રયત્ન કર્યો, ત્યારે એ પોતાનો માળો છોડીને ભાગ્યું એમાં નવાઇ ખરી? અલબત લગ્નબંધન પોતાના જીવનધ્યેયની–સંગીતનો શોખ પૂરો પાડવાની આડે આવે, તે પણ ઘર છોડીને જતા રહેવાનું એક કારણ હતું. પણ તેથીએ વધારે સબળ કારણ "બાપની સત્તા મારા ઉપર ત્રાપ મારવાને તૈયારી કરી રહી+" હતી, તે પણ હતું. ગમે તેમ પણ માગડાએ ૧૬–૧૭ વર્ષની કાચી વયે, દીકરી સરખી બેન છોડી, ઓછોવત્તો યે વ્હાલો બાપ છોડયો, અને આટલાં વર્ષો જેને છાંયે જીવી હતી તે ઘર છોડયું; ને ગઇ બર્લિન, પોતાનો શોખ પૂરો પાડવા. ત્યાં શ્રીમાન્ કેલરની સાથે પ્રસંગ પડયો. લાગણીવશ તો હતી જ: શહેરનું પચરંગી લાલચોથી ભર્યું જીવન, ઉમ્મરે પહોંચેલી એક અટુલી બાળા. પછી જે પરિણામ આવ્યું તેનો દોષ વિધિ શિવાય બીજા કોને દેવાય? સાંકડી નીતિ કદાચ એમ કહેશે કે બાપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની એ શિક્ષા. પણ વિશાળ દૃષ્ટિ તો એ પરિણામથી માગડાનું ભવિષ્ય કેમ ઘડાયું, તેના જીવન ઉપર તેની શી અસર થઇ, એની જ કસોટી ઉપર તે ભૂલ–જો એને ભૂલ સરખીએ ગણીએ તો તે–ને ચઢાવશે. માગડા પોતે તો તેનું

× જુઓ અં. ૩ પ્ર. ૬. પા. ૬૧
+ અં. ૨. પ્ર. ૯. પા. ૪૬.

શુભ પરિણામ જ મેળવે છે. પુરુષ તો તાંબાનો લોટો, માંજ્યો એટલે ઉજળો: એ કહેવત ગૂજરાતની છે, પણ એવી નીતિ તો સારા જગતની છે. એટલે એક જ પાપનાં ભાગીદાર સ્ત્રીપુરુષ પ્રત્યે જે દ્વિમુખી નીતિ જગત–એટલે કે પુરુષો એકલા નહિ, પણ સ્ત્રીઓ પોતે પણ–બનાવે છે, તે નીતિની સામે પણ માગડાને ઝૂઝવાનું છે.

ગૂજરાતના એક માનીતા કવિએ લગ્નને જીવન જન્મ ગણ્યું છે. પુત્રજન્મ બાદ જ આપણી નાયિકા ખરેખરૂં જીવનનું રહસ્ય ઓળખી શકી. આપણે એને પોતાને જ બોલવા દઈએ તો ?*

તારે કેલરને હાથે જ હું સ્ત્રી બની. મારા સંગીતમાં જે કાંઈ તત્ત્વ છે, મારા વ્યક્તિત્વમાં જે કાંઇ બળ છે તે સૌ તારે લીધે ... ... લાગણીઓના પૂરમાં નાહીને જ અમ સ્ત્રીઓ મનુષ્ય બનીએ છીએ...અને પવિત્રમાં પવિત્ર, ઊંડામાં ઊંડી લાગણી, જે પ્રેમ–માતૃપ્રેમ–તે પણ તારે લીધે જ હું અનુભવી શકી.

એટલે, હવે જ્યારે બારબાર વરસની લીલીસુકી અનુભવીને સંસારના કડવા કે મીઠા ઘુંટડા પીને, ઘેર પાછી આવે છે, ત્યારે તે પહેલાંની સ્વચ્છંદી ને જીદ્દી માગડા નથી રહી. બુદ્ધિનો વિકાસ, મનુષ્યસ્વભાવની પિછાન, લાગણીઓના ભરતીઓટની સાથે, મર્યાદિત સ્વતંત્રતા લઇને તે આવી છે. તેથી જ પોતાનો બાપ, કે જેના સ્વભાવમાં કાળે કશો જ ફેરફાર નથી કર્યો, તેની સાથે બાંધછોડ કરવા માગડા તૈયાર થાય છે. પણ પોતાના વ્યક્તિત્વના ભોગે નહિ, અથવા તો પોતાના વ્યક્તિત્વના ઓછામાં ઓછા ભોગે. પણ રૂઢિ અને આબરૂનો અંધ પૂજારી બાપ, સમાજમાં પોતાનું ખોટું ન દેખાય, માટે જ સમાજ જેને આબરૂભર્યું વર્તન ગણશે તેવું વર્તન દીકરી પાસે વર્તાવવા માગે છે. એટલું જ નહિ, પણ તે પ્રમાણે નહિ થાય "તો હું ને તું એ બેમાંથી એકકે આ ખંડમાંથી જીવતાં બહાર જઇશું નહિ," એવી ધમકી પણ આપે છે. પણ માગડા હવે પહેલાંની માગડા નહોતી રહી. પોતાની સ્વતંત્રતાનો ભોગ આપીને પણ, જો પોતાના પુત્રનું જીવન સુધરતું હોય, તો કેલરને પરણવા તૈયાર થઇ. અને જ્યારે એ સ્વાર્થી, ડોળઘાલુ જીવડો, એના રૂપ ઉપર

* જુઓ અં. ૩. પ્ર. ૧૩.

ગયો, અને છેક જ નિષ્ઠુર બન્યો, ત્યારે માગડાનું દિલ કેમ ઝાલ્યું રહે ?

તું ... ... નિકળ, અહિંથી; એકદમ નિકળ બહાર.

માગડાને બદલે બીજું કોઈ માણસ હોય તો આનાથી જુદા શબ્દો બોલે ?

પછીના પ્રસંગો અનિવાર્ય જ છે, ખુદ વિધિ પણ તેમને ન રોકી શકે. જે ત્રણ ધિંગાણાં, આખા નાટકમાં છે, તેનો તો એ છેવટ-નો હલ્લો છે. એક જ સ્થળે, એક જ પળે, બાપ અને દીકરી, અંધ સમાજ અને જાગૃત વ્યક્તિ, પુરુષની દ્વિમુખી નીતિ અને એક અસાધારણ સ્ત્રીની ઉદાર દૃષ્ટિનું ઘોર શબ્દયુદ્ધ મંડાય છે* એ એક જ પ્રવેશ આખાયે નાટકનું નાનકડું પ્રતિબિંબ છે.

જે ખૂબીથી અને કલાથી નાટકના વસ્તુને લેખકે કેળવ્યું છે, જે મનુષ્યસ્વભાવનું ઉંડું જ્ઞાન, આખા નાટકમાં આપણે જોઇએ છીએ, તે તેની સોળે કળાએ આ પ્રવેશમાં પ્રકાશે છે. તામસી પ્રકૃતિના જીદ્દી શ્વાર્ત્ઝેનું મૃત્યુ કરુણ રસ આણવાની ખાતર નથી આવતું. માગડાનો સનસનતો પણ અસત્ય પડકાર+ ઘણાને ખુંચ્યો છે. કેટલાને તે વાત સાચી લાગી છે. પણ તેને સારી રીતે ઓળખનાર તો બરાબર જોઇ શકશે કે, માગડા નછૂટકે જ અને એક છેવટના હથિયાર તરીકે જ, બાપ અને કેલરના પંઝામાંથી છટકવા માટેજ, એમ કહે છે. છતાં એ પ્રવેશ કેટલી શાંતિથી શરૂ થાય છે. અને ૧૦થી ૧૫ મિનિટ, જેટલો વખત તે ચાલે છે તેટલો વખત, શ્રોતા કેટકેટલા લાગણીઓના ઉભરા અનુભવે છે.

આપણી નજર આગળ તો આમ માગડાનો જીવનસંગ્રામ પૂરો થયો. અને આપણે જોઇ શક્યા કે પોતે એકલી, અને પ્રતિ-સ્પર્ધી, સંખ્યામાં તથા બળમાં વધારે હોવા છતાં, તેનો જ, બન્ને સંગ્રામમાં, જય થયો. એ જય તેના સર્જનહારની કલા તથા તેના

* અં. ૪. પ્ર. ૬.

\+ અને મારા જીવનમાં એ એકલો જ હશે કે કેમ તેની તમને ખાત્રી છે ? (પા. ૧૦૫)

પોતાના વ્યક્તિત્વને લીધે, અને નહિ કે ગ્રુડરમાનના તેના તરફના પક્ષપાતને લીધે.

એ વ્યક્તિત્વ એટલું તીવ્ર ને આગળ પડતું છે કે એને શબ્દોથી સ્પષ્ટ કરવાની જરૂર જ નથી. છતાં જેને ઇંગ્રેજીમાં The Modern Woman–નૂતન સ્ત્રી–કહેવામાં આવે છે તે પ્રકારની આપણી નાયિકા છે. એ નાટક આજથી ૩૫ વર્ષ ઉપર લખાયું હતું. યુરોપમાં તે યુગ સ્ત્રીસ્વાતંત્ર્યનો હતો. આજે પણ તે યુગ ત્યાં પૂરો થયો છે એમ કહી શકાય નહિ. પણ ઇ. સ. ૧૮૫૦ પછીનું યુરોપીય સાહિત્ય તપાસીશું તો સેંકડો પ્રકારે–ખાસ તો નાટક ને નવલકથા રૂપે–સ્ત્રીને સ્ત્રી તરીકેના તેમજ સ્વતંત્ર વ્યક્તિ તરીકેના હક્ક આપવાની લડત લડાઈ રહી હતી. અને સર્જનાત્મક સાહિત્યમાં નૂતન સ્ત્રી કેવી હોય, તેનું ચિત્ર આછાઘેરા રંગે દોરીને, વાંચક આગળ રજુ કરવામાં આવતું. માગડા એ યુગની દીકરી, એટલે, એ પણ એક નૂતન સ્ત્રીનું દૃષ્ટાંત છે, એમ લખીએ તો અતિશયોક્તિ કે નાટકના મૂલ્યમાં ઘટાડો નહિ થાય. પણ નૂતન સ્ત્રી નૂતન જ છે કે સનાતન ? સમાજ હજુ પણ આદર્શ વ્યક્તિ–પુરુષ અને સ્ત્રી–ની શોધમાં છે. માટે જ માગડા જેવાં પાત્રોને નૂતનજ કહેવાં ? આર્યભાવનાએ તો સેંકડો વર્ષો ઉપર તેનાં લક્ષણ ગણાવી દીધાં છે: * ૧૯ મી સદીનો એક ઇંગ્રેજ કવિ પણ તેનું શબ્દચિત્ર દોરે છે. + એ સનાતન સ્ત્રી–વ્યક્તિ, પુરુષ–ને જ પોતાના દુઃખનો કે અન્યાયનો કારણભૂત નહિ ગણે. જીવનમાં

* कार्येषु मंत्री करणेषु दासी ।
भोज्येषु माता शयनेषु रंभा ॥
मनोऽनुकूला क्षमया धरित्री ।
गुणैश्च भार्या कुलमुद्धरन्ती ॥

\+ A creature not to bright or good,
For human nature's daily food:
For transient sorrows, simple wiles,
Praise, blame, love, kisses, tears and smiles.
—*Wordsworth*

પુરુષની નકલ વા હરીફાઇ નહિ કરે. આજદિન સુધી પુરુષે તેના ઉપર અધિકાર ભોગવ્યો છે, અને પોતે એક યા બીજી રીતે અબળા છે, માટે જ હવે તેને બધું મળી જવું જોઇએ એમ નહિ માને. ટૂંકામાં નૂતન સ્ત્રી, સ્ત્રી જ રહેશે; પુરૂષના જેટલીજ સ્વતંત્ર; પણ પોતાનાજ ક્ષેત્રમાં, પોતાની નિર્બળતાઓ અને સબળતાઓ, મર્યાદાઓ ને જવાબદારીઓ સમજીને તથા સહી લઇને.

માગડાને નૂતન સ્ત્રી ગણી, એટલે સર્વાંગસંપૂર્ણ સ્ત્રી માની લેવી નહિ. કેમકે, જેમ શ્વાર્ત્ઝે અને કેલર, સમાજના પ્રતિનિધિરૂપ છે; તેમજ માગડા વ્યક્તિસ્વાતંત્ર્યની મૂર્તિ છે. પણ તેથી વ્યક્તિ તરીકે તેઓ ત્રણે મટી જતાં નથી. એક મનુષ્યવ્યક્તિના ગુણ અને દોષ ત્રણેમાં છે. માગડા, માગડા જ રહે છે, પણ માગડા રહીને યે, ભૂલો કરીને, ઠોકરો ખાઇને પોતે જ પોતાનું જીવન ઘડવા માંગે છે. શ્વાર્ત્ઝે અને કેલરને પણ માગડાની જેમ, પોતપોતાના સ્વભાવાનુસાર વર્તતાં, સંજોગોથી ઘસડાતાં, મનુષ્યો જ રજુ કરવામાં ઝૂડરમાને પોતાની અજબ શક્તિનું દર્શન કરાવ્યું છે. આમ આ ત્રણ મુખ્ય પાત્રોને એક બાજુથી સંસારની અમુક ઇષ્ટ વા અનિષ્ટ વસ્તુના પ્રતિનિધિરૂપ બતાવ્યાં છે, જ્યારે બીજી બાજુથી તેમને વ્યક્તિરૂપે પણ રહેવા દીધાં છે. તેનું કારણ એટલું જ કે સ્વતંત્ર વ્યક્તિઓ હોવા છતાં, તેમના જીવનના પ્રસંગો એવા છે, કે તેઓ આખાયે સમાજના પ્રતિનિધિરૂપ બની જાય છે. તેમના અનુભવો, લાગણીઓ એ મારી–તમારી ને સૌની, ઓછેવત્તે અંશે છે. એટલા પૂરતાં તેઓ નાટકનાં પાત્રો બનવાને અને સાહિત્યમાં અમરતા પામવાને હકદાર છે.

૩

નાટકના નામ સંબંધી એકાદ ફકરો લખી આ ટૂંકું, એટલે જ અપૂર્ણ વિવેચન સમાપ્ત કરીશું. હાઇમાટ–Heimat–શબ્દ, હાઇમ Heim×–એટલે ગૃહ, ઉપરથી નીકળ્યો છે. અને એનો સંપૂર્ણ ભાવાર્થ બતાવનારો શબ્દ ઇંગ્રેજીમાં પણ નથી, તો ગૂજરાતી ભાષામાં તેની આશા જ કેમ રાખવી ? ઇંગ્રેજીમાં પ્રસ્તુત નાટકનું નામ, માગડા

× ઈંગ્રે૦. Home.

રાખવામાં આવે છે, પણ તે યથાર્થ નથી. કેમકે મૂળ નામ નાટકના હાર્દનું સંપૂર્ણ સૂચક છે. આગળ બતાવ્યું તેમ, આ નાટક જીવન-સંગ્રામનો એક પડઘો છે. કુટુંબની સંસ્થા એ માનવ જાતિની સંસ્કૃતિ અને પશુઓ ઉપરની તેની શ્રેષ્ઠતાનું એક ચિન્હ છે. પણ એ સર્વ રીતે સંપૂર્ણ અને સંતોષકારક સ્થિતિ નથી. કુટુંબ સંસ્થાથીએ વધારે સારી સ્થિતિએ હજી મનુષ્યને પહોંચવું જોઇએ. તે દરમિયાન કુટુંબની ભાવના–Heimat–એક અસાધારણ વ્યક્તિને કેવી અને કેટલી બંધનકારક છે તે આ નાટક સચોટ રીતે રજુ કરે છે. મેરી અને તેના જેવાં અસ્મિતાહીન બાળકોને કુટુંબનું રક્ષણ જરૂરનું છે, અને કુટુંબની ભાવના જેટલી હિતકર્તા છે, અથવા તો અહિતકર્તા નથી; તેટલી જ માગડા જેવા તીવ્ર અને આતુર વ્યક્તિત્વવાળાં બાળકોને તે મર્યાદિત કરે છે અને કચડી પણ નાંખે છે. છતાં નાટ્યકાર એવો અજ્ઞાન કે એક જ બાજુને જોનારો નથી કે કુટુંબભાવનાનું સ્થાન મનુષ્યના વ્યક્તિત્વવિકાસમાં કયું છે તે આપણને કહ્યા વગર રહે. જો તેમજ હોત તો માગડાને બેન તથા બાપ પ્રત્યે તદ્દન પ્રેમહીન અને નિષ્ઠુર જ ચિત્રત. જ્યારે ખરી રીતે તો તેનું બાળજીવન, અને ભવિષ્યનું જીવન–પતિ વગરનું તોએ–કુટુંબરૂપે જ રહ્યું છે ને રહેવાનું. ચોથા અંકનો પડદો પડયા પછી, માગડા પોતાના 'બાળુડા'ને વધારે વખત પોતાનાથી દૂર રાખે એ માનવું અશક્ય છે. માગડાના કુટુંબપ્રેમનો બીજો પૂરાવો જોઇતો હોય તો તેના પોતાના જ શબ્દો ક્યાં નથી? ૨જા અંકના ૯મા પ્રવેશમાં પાદરી તેને પૂછે છે કે તે આટલાં બધાં વર્ષો પછી શા માટે પોતાની જન્મભૂમિમાં પાછી આવી?

> **માગડા**—.........થોડી જિજ્ઞાસા...........થોડું દુઃખ, થોડી હિલગીરી તે વખતે મારો જીવ મને કહે છે: "જા, તારે વતન જા,...........

આમ શ્વાર્ત્ઝેની કુટુંબની ભાવના માગડાને ઘર છોડાવે છે; અને તેની પોતાની ભાવના તેને ઘેર પાછી આણે છે. શ્વાર્ત્ઝેની નજરે કુટુંબના ઐકય અને આબરૂ આગળ વ્યક્તિ અને વ્યક્તિનું સુખ ગૌણ છે.

મા ગડા તેથી ઉલટા જ અભિપ્રાયવાળી છે. અને એ પરસ્પરવિરોધી ભાવનાઓમાંથી એની અંદરનો સંગ્રામ મંડાય છે. પણ સમજુ વાંચનાર જોઇ શકશે ને ઝૂડરમાન પણ એવું જ બતાવવા માગે છે કે બધી સંસ્થાઓની જેમ કુટુંબની સંસ્થાને પણ મર્યાદાઓ છે. એ મર્યાદા સચવાય તો જ વ્યક્તિનું તે ભલું કરી શકે. જે પળે એ મર્યાદાઓ અનુલ્લંઘનીય ગણવામા આવે, તે પળે એ ભાવના અનિષ્ટ નિવડે. અને એ રીતે એ નાટકનું હાઇમાટ નામ સાર્થક બને છે.

# હાઈમાટ્*

**સ્થળ:** જીલ્લાનું એક રાજનગર
**કાળ:** વર્તમાન.

## પાત્રો

| | |
|---|---|
| Schwartze<br>શ્વાર્ત્ઝે | લેફ્ટેનન્ટ કર્નલ, (લશ્કરનો એક ઉપરી અમલદાર હાલ પેન્શન ઉપર.) |
| Magda<br>માગ્ડા અથવા<br>માગ્ડા લીના<br>Marie<br>મેરી | તેની પહેલી સ્ત્રીથી થયેલી પુત્રીઓ. |
| Augasta<br>ઑગસ્ટા | તેની બીજી વારની સ્ત્રી. |
| Franciska<br>ફ્રાંસીસ્કા | ઑગસ્ટાની બેન. |
| Max<br>માક્સ | આ બન્નેનો ભત્રીજો. |
| Hefterdingk.<br>હેફ્ટર્ડીંગ્ક:[1] | ગામનો પાદરી. |
| ડૉ. ફૉન કેલર: | સરકારી વકીલ. |
| Prof. Beckmann<br>પ્રૉ. બેકમાન: | નિશાળના મહેતાજી. |
| Gen. von Klebs<br>ફૉન ક્લેબ્ઝ: | મેજર જનરલ, હાલ પેન્શન પર. |

* આ નાટક તથા મૂળ કર્તા સંબંધી માહીતી માટે જુઓ મનન વિભાગ.

૧ આખાયે નાટકમાં તેને પાદરી કહીને જ બોલાવવામાં આવે છે.

| | | |
|---|---|---|
| Frau von Klebs<br>ફ્રાઉ[2] ફૉન ક્લેબ્ઝ: | } | તેની સ્ત્રી. |
| Frau Ellrich<br>ફ્રાઉ[2] એલરીખ: | } | ગામના ન્યાયાધિશની સ્ત્રી. |
| Frau Schumann<br>ફ્રાઉ શુમાન | } | ગામના એક વેપારીની સ્ત્રી. |
| Theresa<br>થીરીઝા: | } | શ્વાર્ત્ઝેના ઘરનીનો કરડી. |

## અંક ૧ લો.

[ રંગભૂમિઃ શ્વાર્ત્ઝેના ઘરનું દીવાનખાનું. નાટકના તખ્તાને સામે છેડે, એક બારણું છે જેના ઉપર પડદો નાંખી દીધેલો છે. એ બારણામાંથી જમવાના ખંડમાં જવાય છે. તેની પાસે બીજું બારણું છે, જેમાંથી ઘરનો દાદરો નજરે પડે છે.-જમણા હાથે, એક બારી છે જેના ઉપર સફેદ પડદો લટકાવેલો છે. એ બારીની બહાર વેલા ચઢાવેલા છે. ડાબા હાથ તરફના બારણામાંથી લેફ્ટેનન્ટ શ્વાર્ત્ઝેના ખંડમાં જવાય છે. દિવાલો ઉપર જુદી જુદી જાતનાં ચિત્રો ને છબીઓ—રંગીન અને સાદી, લશ્કરી ટુકડીઓની, ઘરના આણુસોની—ટાંગેલી છે. જમણી બાજુએ, સોફાની ઉપર જ બે ચિત્રોની વચ્ચે, શ્વાર્ત્ઝેની પ્હેલીવારની સ્ત્રીની, ૧૯ વરસની ઉમરે પાડેલી છબી છે. સોફાની પાછળ, ટેબલ; બારીની પાસે એક નાનકડું ગોળ ટેબલ અને તેના ઉપર સીવવાનો સામાન, ને તેની પાસે સીવવાનો એક સંચો. સામે છેડે બન્ને બારણાની વચ્ચોવચ્ચ એક જૂની ઢબનું ઘડિઆળ. ડાબી બાજુએ એક નાનકડો થાંભલો જેની આસપાસ કાગળના ફુલની માળા વિંટાળેલી છે. પાસે બીજું એક ગોળ ટેબલ જેના ઉપર કાચના કુંડામાં પાણી ભરીને માછલીઓ રાખેલી છે. ખૂણામાં એક નાનો ખૂણીઓ સોફા, તેની પાસે ચુંગી મુકવાનું કેસ. જોડે એક બુક કેસ જેના ઉપર કૈસર વિલ્યમ પ્હેલાનું પુતળું મુકેલું છે. ]

### પ્રવેશ ૧ લો.

પાત્રોઃ મેરી અને થીરીઝા

**થીરીઝા**— (ગંભીર મુખે, ઉમરા ઉપરથી બોલાવે છે) બેન સાહેબ!

**મેરી**— (સીવવાના સંચા ઉપરથી) કેમ? શું છે?

૨. જર્મન Frau (ફ્રાઉ) એટલે ઇંગ્રેજી Mrs. (મીસીસ)

**થીરીઝા :** બા અને શેઠ સૂઈ જ્યાં ?

**મેરી :** કેમ, કોઇ મળવા આવ્યું છે ?

**થીરીઝા :** ના–પણ–પેલું પાછું–જુઓ તો ખરા,

( એક સુંદર ફુલની મોટી કલગી બતાવે છે. )

**મેરી :** ( મોટેથી ) બાપરે ! લઇ જા, લઈ જા, મારા ઓરડામાં; બાપુ જોશે તો......એવી જ એક કાલે યે આવી હતી, ત્યારે તને લેવાની ના કહી 'તી ને ?

**થીરીઝા :** હા, અને હું માળીની જોડે એ પાછી મોકલવા જઇ'તી, પણ પેલા ફરફરીઆ લટકાયા છે. તે પગથીઆં પરથી ગબડી જઇ હોવે, તે બેન; અને પછી એ કલગીને પાછી ઘરમાં લઈ જઈ, ને પાછી નાશી દીધી...પણ બેન, આ કેવી રૂપાળી સે ! ને બળ્યું બેન, મને પુસો તો...

**મેરી :** તને પૂછવા કોઇ માગતું નથી.

**થીરીઝા :** તો હારૂ બેન, હારૂ. પણ તે હું પુસું સું કે આ બધા ફરફરીયાં ચ્યમ લટકાયાં સે ? માળું આખા સ્હેરમાં, જ્યાં જુઓ ત્યાં, ફરફરીઆં ને ફુલનાં તોરણ, જ્યાં જુઓ ત્યાં ફરફરીઆં ને ફુલનાં તોરણ. જાણે કોઈ ગવંડર ન આસો હોય, અરે ઇશ્વીએ ચઢે... અને જુઓ લંઇ તો કંઈ ન મળે; કે'છેતે શાંગીતનો ઉત્શવ છે તેથી આ બધું લગાયું સે. તે બેન સાહેબ, એ શંગીતનો ઉત્શવ શું છે ? આપડા નવરાતીના ગરબા જ કને ? કે બીજું કોય ?

**મેરી :** બીજું.

**થીરીઝા :** તે તાણે એ ગરબાથી એ ચઢે ?

**મેરી :** હા, બહુ.

**થીરીઝા :** એ...એમ ! ! નવરાતીના ગરબાથીએ ચઢી જાય ?

( કોઇ બારણું ખખડાવે છે )

**મેરી :** ઉઘાડો.

( માકસ અંદર દાખલ થાય છે. )

**થીરીઝા :** ઠીક, તાણે તો, આ કલગી ઓંય જ રાખું સું.

( મૂછમાં હસતી હસતી જાય છે. )

## પ્રવેશ ૨ જો.

### પાત્રો: મેરી, માકસ[3]

**મેરી**–: માકસ, ( ફુલની કલગી બતાવીને ) આ તમે બહુ સારૂં કરો છો, હોં !

**માકસ**: તમારૂં કહેવું હું સમજ્યો નહિ.

**મેરી**: શું ત્યારે, આ કલગી તમે મારા ઉપર નથી મોકલી ?

**માકસ**: ઓ મારા બાપ ! એ આપણું ગજું નહિ. આપણે તો કોઈક દાંડો, આઠ આનાનો એકાદ ગોટો મોકલીએ, એટલું જ; બાકી આ આની સાથે આપણે નથી લેવા કે દેવા.

**મેરી**: ( ઘંટડી તરફ જતાં જતાં ) અને કાલવાળી ?

**માકસ**: ઉપર મુજબ.

**મેરી**: ( ઘંટડી વગાડે છે. થીરીઝા આવે છે )–આ કલગીને કચરાપટ્ટીમાં નાંખી આવ.

**થીરીઝા**: અરે, હાય ! આવાં રૂપાળાં ફુલ સે ને ?

**મેરી**: બરાબર, બરાબર ! ( માકસ તરફ જોઈને ) જો પાદરી બુવા અહિં હાજર હોય તો આમ કહે: પરમાત્માની જે બક્ષીસથી આપણને પોતાને આનંદ ન મળે, તો આપણે, બીજાને તેથી આનંદ થાય તેને સારૂ, તે બક્ષીસને જાળવી તો રાખવી. કેમ, ખરૂં ને માકસ ?

**માકસ**: કદાચ, એવું કહે ખરા.

**મેરી**: જા, ત્યારે એને પાછી માળીને ઘેર લઈ જા: પેલા ઝીમરમાન માળીને ત્યાંથી જ આવી છે ને ? ( થીરીઝા ડોકું ધુણાવે છે ) જો બને તો એને વેચી આવ, અને જે પૈસા આવે તે ઇસ્પિતાલની ધર્માદાની પેટીમાં નાંખવા સારૂ પાદરી બુવાને આપજે.

**થી**: હમણાં જ જઉં ?

**મેરી**: ના, કૉફી તૈયાર કરીને. પછી, હું મારી મેળે એ પા લઈશ. ( થીરીઝા જાય છે ) આ કેવું અપમાન કહેવાય ? !

૩ ઘણાંખરાં અર્વાચીન યુરોપીય નાટકોમાં કોઇ નવું પાત્ર દાખલ થતાં નવો પ્રવેશ શરૂ થાય છે.

માક્સ, હું તમને ખાત્રીથી કહું છું કે કોઇ પણ પુરૂષને મેં એનું કારણ સરખું યે નથી આપ્યું.

**માક્સ:** હું જાણું છું, મેરી.

**મેરી:** અને બાપુ તો એવા ચીડાયલા......ધમપછાડા કરતા હતા...કેમકે, તમે મોકલ્યા ધારીને, હું તો ચુપ જ રહી'તી. મેં જાણ્યું કે જો કહીશ, તો તમારી ધૂળ જ કાઢી નાંખશે.

**માક્સ:** તો પછી, તું શું એમ ધારે છે કે મારા હાથમાં એ આવે તો, **એમની** ધૂળ કાઢયા વગર હું રહું?

**મેરી: તને** એમ કરવાનો શો હક છે?

**માક્સ:** ( વિનંતિપૂર્વક ) મેરી! ( તેણીનો હાથ પોતાના હાથમાં ધીમેથી લે છે. મેરી તરત જ તેને પાછો ખેંચી લે છે ).

**મેરી:** માક્સ-બસ કરો—હું તમને વિનવું છું. મારા હૃદયનાં પડે પડ તમારાથી અજાણ્યાં નથી...પણ...પણ...આપણે હવે જરા વિચાર રાખવો જોઇએ.

**માક્સ:** વિચાર? અરેરે!

**મેરી:** પણ, તમે જાણો તો છો કે દુનિયા કેવી છે? એકમેકથી આપણે બધા બીતા રહીએ છીએ, કેમકે એકમેકના સારા અભિપ્રાય ઉપર જ આપણે જીવીએ છીએ...અને એકાદ ફુલની કલગીને લીધે જો હું જગબત્રીસીએ ચઢું તેમ હોય, તો પછી......

**માક્સ:** ( ઊંડા વિચારમાં હોય તેમ ડોકું હલાવે છે ).

**મેરી:** ( **માક્સના** ખભા ઉપર હાથ મુકીને ) **માક્સ,** ડહાપણ તો ત્યારે જ કહેવાય કે, ફ્રાંસિસ્કા માશીની સલાહ તું એકવાર લે.

**માક્સ:** લીધી, ક્યારનીએ.

**મેરી:** શી?

**માક્સ:** ( ખભા ચઢાવીને ) જ્યાં સુધી એ જીવે છે ત્યાં સુધી મને એક પાઇનો પણ ખરચ નહિ મળે.[૪]

**મેરી:** આપણને મદદ આપી શકે એવું એક જ જણ છે.

૪ ફ્રાંન્સિસ્કા, **માક્સની** ફોઇ થાય છે, અને તેણીનો વારસ પણ તેજ છે.

**માર્કસ** : તારા બાપુ ?

**મેરી** : ખુદા ખેર કરે ! એમને તો વચ્ચે આણવા જ નહિ. એ તો તમને ઘરમાં પગ મુકવા જ નહિ દે, એવા છે.

**માર્કસ** : પણ હું એના ઘરમાંથી શું લઇ જાઉં છું તે ?

**મેરી** : તમે તો જાણો છો કે પેલા કમનસીબ બનાવ પછીના એ કેવા થઇ ગયા છે...બસ, એમને તો એમ જ લાગે છે કે એથી કુળમાં કલંક લાગ્યું છે, અને તેમને તે ધોઈ નાખવું છે. અને આજે, આખું ગામ જ્યારે સંગીત ઉત્સવથી ગાજી રહ્યું છે, ત્યારે એમને તો માગડા જ યાદ આવ્યા કરે છે. તેવે વખતે—

**માર્કસ** : કદાચ તે પાછી ઘેર આવે એમ જ ને ?

**મેરી** : બાર બાર વરસે ? એમ ગએલું કોઈ પાછું ન આવે. ( મેરીની આંખમાં આંસુ આવે છે. )

**માર્કસ** : મેરી !

**મેરી** : બરાબર, એ વસ્તુનો વિચાર જ કરવો ન જોઇએ.

**માર્કસ** : પણ ત્યારે પેલું એક જણ આપણને મદદ કરી શકે, તે કોણ ?

**મેરી** : પાદરી બુવા, બીજું કોણ વળી ?

**માર્કસ** : બરાબર, બરાબર, પાદરી બુવા.

**મેરી** : એ તો બધું કરી શકે. માણસોના હૃદયમાં એ બરાબર ઉતરી શકે છે, જાણે કે...અને મારી પોતાની તરફ તો એક સગાના જેટલું જ હેત બતાવે છે. એ મારા બનેવી થવાના હતા, તમને ખબર છે ને ?

**માર્કસ** : હા, પણ માગડાની મરજી નો'તી.

**મેરી** : એને દોષ દેશો મા. એના બદલામાં એ બિચારીને કેટલુંએ ખમવું પડ્યું હશે ?

(કોઈક બારણું ઠોકે છે )

કદાચ એ પાદરી બુવા જ આવ્યા ન હોય ?

**માર્કસ** : અરે, નહિ,—હું તને કહેતાં ભૂલી ગયો. આપણા નવા સરકારી વકીલે તારે ઘેર આવવાનું મારી મારફત કહાવ્યું છે.

**મેરી :** એમ? અહિં એમને શું કામ છે વળી?

**માકસ :** કદાચ, આપણા ધર્માદા ખાતાં—ના, ઘણું કરીને, આપણા ગામની બધી સંસ્થાઓમાં ભાગ લેવા માગતા હોય. પણ, મને બરાબર ખબર નથીઃ કદાચ...ના પણ. કાલે એ આપણી સમિતિની બેઠકમાં હાજર રહેવાના છે.

**મેરી :** હું. બા અને બાપુને જગાડી આવું.

**( થીરીઝા એક વીઝીટીંગ કાર્ડ લઇને આવે છે, તેને, )**

બોલાવ અંદર. ( થીરીઝા જાય છે. ) હું આવું એટલીવાર આ નવા મહેમાનની પરોણાગત તમે કરજો. પછી, આપણે પાદરી બુવાની મદદ સંબંધી વધારે વાતચીત કરીશું, નહિ વારૂ?

**માકસ :** ( હસતાં, હસતાં ) પણ આપણે હવે જરા વિચાર કરવો જોઇએ ને?

**મેરી :** ઓ તારીની !–મેં તમને જરા પજવ્યા, ખરૂં ને?

**માકસ :** મેરી!

**મેરી :** ચાલો ત્યારે, નહિ કરીએ,–હું આ આવી.

( જાય છે. )

## પ્રવેશ ૩ જો.

પાત્રોઃ **માકસ, કેલર.**

**માકસ :** ( કેલરને સામો લેવા જાય છે ) કેલર સાહેબ, થોડીવાર સુધી મારા એકલાની પાસેજ તમારે બેસવું પડશે. (બન્ને જણા હાથ મિલાવે છે.)

**કેલર :** ઘણી જ ખુશીની સાથે, દોસ. (બન્ને જણા બેસે છે.) આપણું આ પુરાણું શહેર, ઉત્સવને લીધે ગાંડું ગાંડું બની ગયું છે; અને આજે જ આપણને લાગે કે તે દુનિયામાં છે.

**માકસ :** ( હસીને ) એ આપનો અભિપ્રાય આપની પાસે જ રાખજો, કોઇને કહેશો નહી.

**કેલર :** એવું તે બધું મેં શું કર્યું? નહિ, નહિ, તમે એનો એવો ઉંધો અર્થ ન કરો. એવી ગેરસમજુત, જો વધવા પામે તો...

**માકસ :** મારા તરફથી તમારે જરાએ બીક રાખવી નહિ.

**કેલર :** એ તો હું જાણું છું ... પણ ...

**માકસ :** તમે કેટલો વખત ફરવામાં ગાળ્યાં ?

**કેલર :** મેં પાંચ વરસ અથડાવામાં કાઢયાં. પરીક્ષાઓમાં, કમીશનરને ત્યાં ને બીજે બધે થઇને.–એટલી મુદ્દત પછી, આજ હવે હું પાછો અહિં આવું છું—આ ગામનું ને મારા વતનનું પાણી પીવા, વતનના દરજીના સીવેલા લુગડાં પહેરવા; બહાર હતો ત્યારે તો કંઇ કંઇ ખાધું છે ને પીધું છે, ગમ્મત કરી છે, ને આનંદ ઉડાવ્યો છે. જુવાની, ને, સ્ત્રીઓ, અને રખડવાનું ને એવું એવું કેવું સારૂં છે! પણ એ કંઇ બારે માસ ચાલે? દુનિયાનો વ્યવહાર, રાજ્યકારભાર પણ ચાલવો જોઇએ: અને એને વાસ્તે અમારા જેવા હુંશિયાર ને ઠરેલ માણસો જોઇએ. તમારો પણ વખત આવશે, હોં દોસ, ખરૂંને? અમલદારીના દાંડા સૌને આવે છે! ખાસ કરીને કોર્ટની અમલદારીનો પ્રભાવ કાંઇ જુદો જ છે! હા, હા, હા, હા, હા.

**માકસ :** તમે ત્યાં જાઓ છો, ત્યારે ?

**કેલર :** ના, પણ મારો વિચાર છે ખરો.–વળી ધરમના કામોમાં ભાગ લેવો ( તમારી સાથે તો હું ખુલ્લા દિલથી વાત કરીશ ) એ મારા સ્વાર્થની બાબત છે: એટલે હવેથી હું ધાર્મિક પ્રશ્નોમાં રસ લેવા માંડવાનો છું. તમને ખબર હશે, કે મારા પેલા ભાષણથી એ સંબંધે મારૂં વલણ મેં લોકોને બતાવી દીધું છે, અને વળી આ કુટુંબ જોડે સંબંધ બાંધવા પણ પામ્યો છું. અને એ સંબંધથી મને એક પ્રકારનો ગર્વ થાય છે.

**માકસ :** ( અડધું મશ્કરીમાં ) એ ગર્વ કયારનો એ થવો જોઇતો હતો.

**કેરલ :** માફ કરજો, પણ એ શબ્દોમાં કાંઈ ટપકા જેવું મને લાગે છે.

**માકસ :** બિલકુલ નહિ ... ... ... પણ આટલું તો હું તમને કહીશ થોડાક વખતથી, મને એકલાને નહિ પણ બીજાને યે એવું લાગ્યું છે કે જે કુટુંબો જોડે મારા માસાને સારાસારી છે, તેનાથી તમે ભાગતા ફરો છો.

**કેલર :** ( ખુંખારે છે ) અહં–અહં. પણ હું આ ઘરમાં તો આવ્યો છું, એ શું બતાવે છે ?

**માકસ :** એતો જાણે ઠીક......પણ મારે યે તમારી સાથે જરા ખુલ્લા દીલથી વાત કરવી છે. અમારી ગુમાઇ ગયલી બેન **માગડાલીનાને બર્લીન**માં સૌથી છેલ્લી જોનાર તમે હતા.

**કેલર :** ( સહેજ ગુંચવાઇને ) તમે શું કહેવા......

**માકસ :** પણ એ વાત તો નમે જાતે જ કહિ હતી, એમ મને ખબર મળી છે. તે ઉપરાંત મારો એક દોસ્ત હૈડબ્રાન્ટ, કે જે લશ્કરી નિશાળમાં ભણતો હતો, તે પણ તેણીને મળ્યો હતો, અને... ...

**કેલર :** હા, હા ... બરાબર ... ખરૂં છે.

**માકસ :** મને લાગે છે, કે એની ખબર તમારી પાસેથી ન લેવામાં મેં એક ભૂલ કરી છે. પણ મારી એ ભૂલનું કારણ એટલું જ કે, આ કુટુંબની સાથે મારો સંબંધ એવો ગાઢ છે, કે એને નીચું જોવરાવે એવી એક પણ બાબત સંબંધી પુછપરછ કરતાં મને આંચકો આવે છે.

**કેલર :** ના, ના, અરે...પણ...શા માટે ? બાબત આમ છેઃ જાણે કે એક દિવસ એમ બન્યું, હું જાણે તે વખતે **બર્લીન** પરીક્ષા આપવા ગયો હતો, તે ત્યાં **લાઇપ્ઝીગ સ્ટ્રાસે**+ ઉપર એક ઓળખીતો ચ્હેરો મે જોયો, અથવા એમ પણ કહું કે આપણા ગામનો પિછાન-વાળો એક ચ્હેરો. પછી તો તમે જાણો છો ને કે પરદેશમાં ઓળ-ખીતાને જોઇને કેટલો આનંદ આપણને થાય છે...તે અમે બે જણે વાતોચાતો કરી, તેમા તેણીએ મને કહ્યું કે પોતે એક ગાનારી થવા ઇચ્છતી હતી, અને તેથી ઘર છોડીને નીકળી પડી હતી.

**માકસ :** એ જરા બરાબર નથી. એણે તો, અહિંથી ગઇ ત્યારે બીજું જ કાંઈ શીખવાનું નામ દીધું હતું. ( ધ્રુજે છે ) અને ગઇ તે દા'ડે–મારા બાપ !–તેના બાપુ જોડે કાંઇ તકરાર થઇ છે !

**કેલર :** તેના પરણવા સંબંધી કે બીજું કાંઇ ?

**માકસ :** એવું જ કાંઇ...બુઢ્ઢાજી તો, વરરાજાની તરફ હતા અને

+ રસ્તાનું નામ છે.

છોકરીને કહે છે: અગર તું મારૂં કહેવું માન, નહિ તો આ ઘરની બ્હાર નીકળ.

**કેલર** : એટલે એ ગઇ ?

**માકસ** : બરાબર ગઇ. અને ૧૨ મહિના પછી જ્યારે તેનો પહેલો જ કાગળ આવ્યો કે પોતે નાટકમાં રહેવાની છે, એટલે બાકી હતું તે પુરૂં થયું.–પણ તે **પછી**ની હકીકત તમે શી જાણો છો ?

**કેલર** : બસ એટલું જ.

**માકસ** : એટલું જ ?

**કેલર** : હા આ ... આ. પછી તો અમે કોઇ કોઇવાર. જાણે કે–નાટકશાળામાં મળતાં; એને ત્યાં જવાનો મફત એક પાસ મળ્યો'તો.

**માકસ** : ત્યારે એના વિષે તમે બીજું કશું જ નથી જાણતા ?

**કેલર** : ( ખભા ચઢાવીને ) પણ ત્યારે તમે એના તરફથી કશું સાંભળ્યું નથી ?

**માકસ** : એકકેવાર નહિ. પણ મારા માસા હાજર હોય ત્યારે આ વિષે એક પણ શબ્દ બોલશો નહિ. એ જાણે તો છે, પણ એ કમનસીબ છોકરીનું નામ સરખુંયે લેવાની આ આ ઘરમાં મના છે.

**કેલર** : હું તમારા કહ્યા વગર મારી મેળે જ એ કેવી નાજુક બાબત છે, તે સમજું છું.

**માકસ** : ત્યારે અત્યારે એનું શું થયું હશે. એનો તમને કાંઇ ખ્યાલ આવે છે ?

**કેલર** : તમે જાણો છો ને ?. નાટકની જીંદગીમાં પણ નસીબ જોઇએ. આટલા બધા નટો છે પણ, હજારમાંથી ભાગ્યે એક જ તરી પાર ઉતરે છે....બધા કાંઇ સુંદરી અને બાપુલાલ ઓછા જ થાય છે, જુઓને આપણા જ ગામમાં આ સંગીત ઉત્સવ ચાલે છે, તેમાં......

### પ્રવેશ ૪ થો

**પાત્રો કેલર, માકસ, શ્વાર્ત્ઝે, અને પાછળથી ફ્રાઉ શ્વાર્ત્ઝે.**

**શ્વાર્ત્ઝે** : ( કેલરની સાથે હાથ મિલાવતાં ) પધારો, પધારો કેલર સાહેબ; ( પોતાની સ્ત્રીની ઓળખાણ કરાવે છે ) શ્રી. કેલર, સરકારી વકીલ—મારી પત્ની.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** આપ બેસોને.

કેલર : હાજી—આપનું ઘર તો, આખું ગામ જાણે છે તેમ, ધાર્મિક અને જાહેર સેવાના કામોનું કેંદ્ર અને આત્મા છે. અને મારી પણ તીવ્ર ઇચ્છા કાંઇ એવાજ સેવાના કાર્યમાં ભળવાની છે. એટલે, આપની ઓળખાણનું માનપામવાની મેં હિંમત કરી છે. અને આશા રાખું છું કે મારો એ નિર્મળ હેતુ મારી બેહુંદાઇની માફી આપની પાસેથી અપાવશે.

**શ્વાર્ત્ઝે :** અરે એ શું બોલ્યા ? માફ કરો, મારા સાહેબ; આપની ઓળખાણનું મોટું માન તો **અમને** મળે છે. અને જાહેર સેવાના કાર્યોનો આત્મા જો કોઇ હોય તો તે અમારા પાદરી બુવા **હેફ્ટરડીંક** છે. એજ આ બધું ચલાવે છે; એમને જ હાથે ... ...

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** વકીલ સાહેબ, અમારા ગામના પાદરીને તો આપ ઓળખો છો ના ?

**કેલર :** જી, ના; પણ ઘણીવાર. એમના વિષે સાંભળ્યું છે ખરું; અને એમનામાં પોતાના મંતવ્યોમાં દઢતા, અને મનુષ્યય સ્વભાવમાં વિશ્વાસ રાખવાના જે સદ્ગુણો છે, એથી હું ઘણો ખુશ છું. છતાં યે, એમની આટલી બધી લાગવગને હું સમજી શકતો નથી.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** એ પણ સમજાશે. એનું કારણ માત્ર એટલું જ છે કે એમનો સ્વભાવ બહુ જ સરળ અને સાદો છે. એમને **જોઇને** તમને એ નહિ લાગે પણ ખરેખર એ પુરૂષ છે તે છે. ગમે તેવા માણસ ઉપર એ પોતાનો પ્રભાવ પાડી શકે છે.

**કેલર :** ( વિવેક પૂર્વક )–જી, ત્યારે તો મારા ઉપર પણ એમનો પ્રભાવ પડી ચુકયો.

**શ્વાર્ત્ઝે :** અને આપણે તો માત્ર ઇશ્વર પ્રીત્યર્થે, આ ઘડપણના નક્કામા પડીગયલા હાથને નહિ જેવા કામો કરવામાં વાપરીએ છીએ, એટલું જ. સરકાર માબાપ આ એક બુઢ્ઢા સિપાઇને બે પૈસા આપે છે, તેમાંનો અડધો જૈ ધરમના કામમાં ખરચવો એટલું આપણે સમજીએ છીએ કેમ બરાબર છે ને ?

**કેલર :** એનું જ નામ બહુ સુંદર ને ઉમદા વિચાર.

**શ્વાર્ત્ઝે :** બસ, બસ, બસ, હવે રાખો મારા સાહેબ. હું બડાઇ હાંકવા નથી માગતો,–પણ–પણ જુઓને, આજથી દસ વરસ ઉપર, મને પેન્શન ઉપર કાઢ્યો ત્યારે, હું કાંઈ ઓરજ જુવાન હતો.–લે, અલ્યા માકસ, આજે પણ મારી પલટણ મારૂં નામ માત્ર સાંભળીને ધ્રૂજે છે, નહિ વારૂ ?

**માકસ :** જી હા, માસાજી

**શ્વાર્ત્ઝે :** બસ એમજ. તમારી સનંદી નોકરીમાં એમ નથી બનતું. પણ અમારી લશ્કરી નોકરીમાં તો વગરવાંકે–વગર કારણે, તમારૂં શરિર અને જોર ઘડપણ આવતા પહેલાં ભાગી જાય છે. (ઊંડા વિચારમાં પડી જઇને) પણ...એમાં વળી લકવાનો ઝપાટો લાગ્યો. જુઓને એથી આ જમણો હાથ હજીએ ધ્રૂજે છે (બતાવીને) એટલે પછી શું જોર બાકી રહે ?–અને બાકી રહેવાનું યે શું છે ? પણ મારા દોસ્ત હેફ્ટરડીંગે, કામ અને પ્રાર્થના વડે મને પાછું નવયૌવન આણી આપ્યું. અને હું એકલો પડ્યો હોત તો એ મેળવી શકત નહિ.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** એમના કહેવા ઉપર ધ્યાન જ આપશો નહિ, કેલર સાહેબ; એ તો એમને એમ રોજ પોતાની જાતને ઉતારી પાડે છે. એમ ન કરતા હોત તો ક્યારનાએ મોટે મોટે ઘેર ઓળખાણ ને વગસગ કરી શક્યા હોત.

**કેલર :** અરે માજી, ઊંચ ને નીચ સૌ કોઇ આપના પતિને ઓળખે છે અને માન દીયે છે.

**શ્વાર્ત્ઝે :** (પ્રસન્ન વદને) એમ છે ? હં !–જવા દે એવું ખોટું અભિમાન, આપણે નહિ જોઇએ એ....

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** ત્યારે શુ જરા માન મેળવવું એમાં પાપ છે ?

**કેલર :** અરે !

**શ્વાર્ત્ઝે :** (પોતાની સ્ત્રીને) તું માન મેળવવું કોને કહીશ ? દાખલા તરીકે, આપણા ગવંડર સાહેબની સાથે હાથમાં હાથ ભેરવીને જવું તેને ? કે પછી, ખુદ મહારાજા પોતે અહિં પધારે ત્યારે તને ચા પીવા પોતાને મહેલે બોલાવે તેને ?

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** તમે સારી પેઠે જાણો છો કે મારા નશીબમાં એવું સુખ લખ્યું નથી.

**શ્વાર્ત્ઝ :** હા હા, માફ કરજે, તારૂં દુઃખ હું સમજી શકું છું. અને મારાથી બનશે ત્યાંસુધી એવું તને નહિ કહું.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** વારૂ.—પણ વકીલ સાહેબ, જરા તમે જ મનઃ સંગાથે તોલ બાંધોને, કે પેલી છોકરાંની ઇસ્પિતાલવાળી ફ્રૈની હીર્શફેલ્ડને મહારાજા સાહેબે પોતાને મહેલે બોલાવી, અને મને નહિ.

**કેલર :** ( દયા ખાતો હોય તેમ ) હેં, એવું થયું ?

**શ્વાર્ત્ઝે :** કેમ હું નો'તો કહેતો ? ( સ્ત્રીનું. માથું પંપાળે છે ) તારૂ મિથ્યાભિમાન નહિ જવાનુ.

**પ્રવેશ ૫ મો**

( પાત્રો ઉપરનાં; તથા **મેરી,** કોફી સહીત પ્યાલા ટ્રે ઉપર મુકીને લઇને આવે છે; અને ઉભા થએલા કેલર તરફ હસીને માથું નમાવે છે. )

**શ્વાર્ત્ઝે :** કેલર સાહેબ—આ મારી દીકરી, મારી એક પૂરી દીકરી છે.

**કેલર :** અત્યાર પહેલાંનો હું એમને ઓળખું છું.

**મેરી :** આપને આવકાર આપવા મારો હાથ આપી શકતી નથી. પણ વકીલ સાહેબ, એને બદલે આ કોફીનો પ્યાલો લ્યો.

**કેલર :** ( પ્યાલો લે છે, અને ત્રણે જણુંના સામું જોઇને ) મને આપના ઘરનો એક ઓળખીતા માણસ સમજીને આપ સર્વે વર્તો છો, એ મારૂં અહોભાગ્ય હું માનું છું.

**શ્વાર્ત્ઝે :** અને અમારૂં ચાલશે તો તો અમારા એક મિત્ર તરીકે પણ તમને ગણીશું.—અને આ હું બોલવા ખાતર જ બોલું છું, એમ રખે માનતા. કેમકે, વકીલ સાહેબ, આપને હું પિછાનું છું. આજકાલ કેવો વખત આવ્યો છે એ તો આપ જાણો છો જ: નીતિ અને આજ્ઞાંકિતપણાના બંધનોમાં કોઇ માનતું જ નથી. એવે વખતે મારા તમારા જેવા માણસો કે જેમને આપણા પૂરાણા સત્ય અને સનાતન કુટુંબ બંધન અને રીતિનીતિ વ્હાલાં છે, તેમની ફરજ છે કે તેમણે એક બીજાના ગાઢ પ્રસંગમા આવવું.

**કેલર :** બહુજ ગંભીર અને સત્ય આપના શબ્દો છે. આજ કાલ આવા ઠરેલ વચનો કોઇને મુખે હું સાંભળતોજ નથી. ઉલટું જ્યાં જુઓ ત્યાં નવા નવા વિચારો ને નવા નવા ધતીંગો ધાણીની માફક ફુટતાજ હોય છે !

**શ્વાર્ત્ઝે :** નવા વિચારો. હા હા હા હા હા ! બરાબર, બરાબર,—પણ તમે અમારાં ગામડાંનાં શાંત કુટુંબો હજી કયાં જોયાં છે ? ત્યાં તો મહારાજાની સેવામાં બહાદુર સિપાઇઓ અને એમને સારૂ લાયક કન્યાઓ જ હજીયે ઉછેરાય છે. ત્યાં તમારા જીવન સંગ્રામ અને અસ્મિતા અને સુધારાના નવા નવા ધતિંગ નથી. ત્યાં કોઇની નિંદા કે કુથલીનું નામ નિશાન નહિ મળે. ત્યાં તમારા નવા નવા વિચારોને કોઇ સુંઘતુંએ નથી. છતાં, દેશનું જ લોહી અને જોશ ત્યાં પણ ઉછળી રહે છે—આ...અમારૂં જ ઘર લ્યો. કોઇ મોજ કે શોખ જુઓ છો ? તમારી નવી નવી કલા ને શણગાર—ફર્નીચર ને છબીઓ ને ફુલદાની ને એવું એવું આ ઘરમાં રાખ્યું જ નથી. તોએ, સાંજ પડે ને આથ મતા સૂરજના કૂંળા કિરણો બારીમાંથી ઘરમાં આવે ત્યારે અમારા કુટુંબને જોઇને તમને નથી લાગતું કે આ કેવું સુખી કુટુંબ છે !

(**કેલર**—લાગણી ભર્યો ડોકું ધુણાવી હા ભણે છે)

**શ્વાર્ત્ઝે :** (ઊંડા વિચારમાં પડેલો) ખરે જ આજ ઘરમાં સુખ વસે છે.

**મેરી :** (પિતા તરફ ઉતાવળી જાય છે) બાપુ !

**શ્વાર્ત્ઝે :** ખરેખર, આ ઘરમાં જૂની પૂરાણી બાપની સત્તા ચાલે છે—અને હું જીવતો છું ત્યાં સુધી એમ જ ચાલશે. પણ, તોએ મારી એ સત્તા જુલમી તો નથી ના ?—તું એ કહી શકે, બેટા.

**મેરી :** ના, ના, બાપુ, તમે તો મારા મીંઠડા.........

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** માફ કરજો વકીલ સાહેબ, એમનો સ્વભાવ બહુ જ લાગણી ચોચો ને જરાજરામાં આવેશમાં આવી જાય તેવો છે.

**શ્વાર્ત્ઝે :** (મેરીને) તને સારી પેઠે અમે નથી ઉછેરી ? બોલ. અને આપણે ત્રણે જણ ભેળા નથી રહેતા ? અને રહેવાના જ, પછી દુનિયાનું ગમે તેમ થાઓ, દીકરા દીકરીઓ માબાપની સામા થાય,

કે ધણિ ધણિયાણીમાં અવિશ્વાસ ઉભો થાય (આવેશમાં ને આવેશમાં ઉભો થાય છે) અને એટલે સુધી કળિયુગ આવે કે એકકે એક કુટુંબ વેરમછેરમ થઈ જાય; અને આપણે એકલા જ પડી જઇએ—અરે કૂતરાની ગોડે રસ્તા ઉપર ભટકી ખાઇએ. (ગુસ્સો ઉતરી જઇ થાકે છે, અને ખુરશીમાં પડે છે).

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** (પતિની પાસે થઇને) તમે આમ આવેશમાં ન આવી જાઓ—તમારી તબિયતને એથી નુકશાન થાય છે, તમે જાણો છો ને.

(**માકસ કેલરને ઇશારો કરે છે**)

**કેલર :** (કાનમાં) જઇશું ?

(**માકસ ના પાડે છે.**)

**કેલર :** અલબત, અત્યારના જમાના વિષે ઘણું કહેવાનું છે, લેફ્ટેનન્ટ સાહેબ, પણ...પણ... હું...મારૂં માનવું છે કે આપ એકલી કાળી બાજુને જ જુઓ છો. આ જમાનો જરા....

**શ્વાર્ત્ઝે :** કાળી બાજુ ? હેં ! કાળી બાજુ ? હશે, પણ આપને આવેશમાં આવી જઇને કાંઈ કહેવાયું હોય તો એક ઘરડા માણસ ઉપર ખોટું આણશો નહિ.

**કેલર :** જ્યાં સુધી માણસને ક્રોધ છે ત્યાં સુધી તે જુવાન જ છે, હોં, લેફ્ટેનન્ટ સાહેબ. તમારી આગળ, એ રીતે તો હું ઘરડો છું.

**શ્વાર્ત્ઝે :** ના, ના. (બન્ને જણ હાથ મિલાવે છે).

**કેલર :** (જવાની તૈયારી કરે છે) માજી, અને બેન, હવે રજા લઇશ. (જાય છે).

(**માકસ પણ એ જ પ્રકારે રજા લે છે**)

**શ્વાર્ત્ઝે :** મારા વતી મારી પલટણને મારા આશીર્વાદ દેજે હોં, ભાઇ.

**માકસ :** જી વારૂ માસાજી, જરૂર. (જાય છે)

## પ્રવેશ ૬ ઠો

પાત્રો: સ્વાર્ત્ઝે, તેની સ્ત્રી, અને મેરી.

ફ્રાઉ સ્વાર્ત્ઝે : કેવો લાયક માણસ !

મેરી : બહુ જ લાયક, બા.

સ્વાર્ત્ઝે : પણ આપણો મહેમાન જ, વધારે નહિ.

ફ્રાઉ સ્વાર્ત્ઝે : [મેરીને ઇશારાથી કહે છે કે બોલવામાં કાળજી રાખવી.]

મેરી : તમારે ચુંગી પીવી છે, બાપુ ? લઈ આવું ?

સ્વાર્ત્ઝે : હા, બેટા.

ફ્રાઉ સ્વાર્ત્ઝે : હું ધારું છું કે તમારી પત્તાં મંડળીને આવવાનો વખત થયો છે. સારું જ થયું ને, ગયે રવિવારે આપણે પેલું ખાવાનું* વાપરી ન નાખ્યું.–પણ તોએ બીજું, કંઈ ને કંઈ જોઈએ જ. જનરલ ને કાજે પેલો 'પાંઉ'+ મેં મંગાવ્યો છે; એકના શા માર્ક બેઠા. બહુ મોંઘો તો ન કહેવાય ? કેમ ?

સ્વાર્ત્ઝે : સારો હોય તો નહિ.–તારી બેન આજ આવવાની છે ?

ફ્રાઉ સ્વાર્ત્ઝે : હું ધારું છું કે આવશે.

સ્વાર્ત્ઝે : કાલે એને ગવર્નરને ત્યાંથી આમંત્રણ આવ્યું 'તું ખરું ?

ફ્રાઉ સ્વાર્ત્ઝે : (નિઃશ્વાસ નાખીને) હા.

સ્વાર્ત્ઝે : અને આપણને નહિ. ગરીબ બિચારી તું પણ અહિં આવીને એને બડાઈઓ હાંકવી હોય તો મારાથી એને ચેતતા રહેવું જોઈશે. (બબડે છે)–સાલો ચોર–પેલો !

મેરી : (નીચે ઘુંટણીએ બેસીને, તેની ચુંગી સળગાવતાં) શાંત થાઓ, બાપુ–એથી શું ફાયદો ? તમને કોણ કશું કરે છે તે ?

સ્વાર્ત્ઝે : હું તો શાંત જ છું, મારા દીકરા. તમારા કહ્યા પ્રમાણે તો કરું જ છું ને, પણ મારું કાળજું મારા હાથમાં નથી.

(કોઈ બારણું ઠોકે છે, મેરી ઉતાવળી બહાર જાય છે.)

ફ્રાઉ સ્વાર્ત્ઝે : તમારા પેલા જ હશે.

* મૂળમાં venison છે. + Red Bread.

## પ્રવેશ ૭ મો

**પાત્રો ઉપરનાં; તથા જનરલ ફૉન કલેબ્ઝ, પ્રો. બેકમાન.**

**કલેબ્ઝ** : જે, જે: વંદન કરું છું, બાનુ. (**ફ્રાઉ** શ્વાર્ત્ઝે ના હાથ ઉપર ચુમે છે.)

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : પધારો પધારો બંન્ને સાહેબો, આવો.

**કલેબ્ઝ** : કેમ, લેફ્ટેનન્ટ સાહેબ તૈયારને? અને બેટા મેરી, રમતની ગોઠવણ કરી છે કે કેમ? પણ આ ટેબલની નીચે એક ઈંટનો ટુકડો જરા મુકોને ......બ...અસ. વાતનો રંગ ત્યારે જ બરાબર જામે!–પણ અમે જરા મોડા પડ્યા. જાણે થયું એમ કે પેલા સંગીતોત્સવમાં ભરાઈ પડ્યા, એટલે મોડું થયું. એ યે એક નકામું ધાંધલ છે ને. જુઓને, પ્રોફેસર સાહેબને લઈને હું આવતો હતો, ત્યાં પેલી હોટલ આગળ લોકનું ટોળું મોં ફાડીને જોતું ઉભું હતું, જાણે કોઈ રાજ કુંવર ન આવ્યો હોય. અને જુઓ ત્યારે એક ગાનારી. અને આટલું બધું એક ગાનારીની ખાતર! એ બાયડીનું નામ શું છે?

**બેકમાન** : અરે પણ જનરલ સાહેબ, આપે આજે આમ શબ્દોના ખીચડા ક્યાંથી કરવા માંડ્યો છે?

**કલેબ્ઝ** : ઠીક હવે–જુઓ બાનુ, આપણને આજ ઠપકો મળે છે, ઠપકો.

(બધા બેસે છે)

**બેકમાન** : પણ તમે પેલી ડાલ ઑર્ટો ને નથી ઓળખતા? પેલી ઈટાલીની પ્રસિદ્ધ ગાનારી; કંઇ કંઈ ચીજો ગાય છે. તે એને આપણા ઉત્સવને દિવસે આપણે મેળવી શક્યા, એ આપણું મહાભાગ્ય જ સમજવું જો એમ ન થયું હોતતો–

**કલેબ્ઝ** : ન થયું હોત તો શું? આ ગામના લોક તો એવીઓને **નવ ગજના** નમસ્કાર જ કરે. પણ ગામનો ગવર્નર પોતેજ એવી હલકીઓના જલસામાં જાય, પછી **કહેવું કોને**? એથી તો હદ થઈ. પણ સૌ કરતાંયે વધી જાય એવું એક જણ છે, તે તો વળી આ...આમ વાંકી ગરદન કરીને ઉભેલો આજે મેં ત્યાં જોયો; એ કોણ હશે, બોલો જોઇએ. કેમ નથી અટકળ કરી શકતાં, કોઇએ? અરે જાણવા જેવું છે. એ તો આપણા પાદરી બુવા.

**શ્વાર્ત્ઝે** : હેં, પાદરી બુવા ?

**ક્લેબ્ઝ** : હા, હા. આપણા પાદરી બુવા.

**શ્વાર્ત્ઝે**: નવાઈ જેવું !

**કલેબ્ઝ** : તો હવે હું ફરીથી પુછુછું ? એ પાદરીનું ત્યાં શું દાટયું'તું ? અને બીજા લોકોનું પણ ત્યાં શું કામ છે ? અને, સૌથી પહેલાં તો, આવા ઉત્સવનો હેતુ જ શો છે, એ મને કોઈ બતાવશો જરા ?

**એકમાન** : સાંભળો; કોઈ પણ રાષ્ટ્રની આદર્શ ભાવનાઓને જાગ્રત રાખવી, એ પ્રશ્ન એવો છે......

**કલેબ્ઝ** : રાષ્ટ્રની ભાવના જાગ્રત રાખવી હોય તો આવી જાય અમારી લશ્કરી કલબમાં.

**એકમાન** : જનરલ સાહેબ, બધાયે કાંઇ ક્ષત્રિય ઓછા જ જન્મે છે!

**કલેબ્ઝ** : (પતાં પહોળાં કરે છે) મનુષ્ય માત્ર ક્ષત્રિય છે. હું એકકે એવી પ્રજાને જાણતો નથી કે જે ક્ષત્રિય પ્રજા ન હોય; અને જો ન હોય તો તેને જાણવા પણ માગતો નથી.–ચાલો પતા વ્હેંચો– અને આ તમારી કહેવાતી કલા–તમારા ડાહ્યા લોકો જેને વખાણી રહ્યા છે–એનો હેતુ શો છે, તે કહેશો મને ?

**એકમાન** : જનરલ સાહેબ, એ કલાનો હેતુ લોક સમસ્તમાં નીતિધર્મનો ફેલાવો કરવાનો છે.

**કલેબ્ઝ**: લ્યો, સાંભળો, બાનુ–આપણે હાર્યા. પંતુજીઓએ આપણને હરાવ્યા. પણ, મારૂં કહેવું સાંભળો, હવે: એ કલા તમે નવરા કામ વગરના લોકોએ શોધી કાઢી છે, જેને લીધે દેશમાં તમારી થોડીએ કીંમત થાય....ચાલો, ઉતરો.

**શ્વાર્ત્ઝે** : ઉતરો.

**એકમાન** : ( આવેશથી ) ત્યારે તમે શું એમ કહેવા માગો છે કે કલા એટલે...( ઠંડો પડીને ) ફુલ્લીનો નવ્વો.

( બધા આશ્ચર્યચકિત થાય છે. )

( કોઇ બારણું ઠોકે છે. મેરી ઉતાવળી બહાર જાય છે. જનરલને જંપ વળતો નથી. એટલે શ્વાર્ત્ઝે તેને શાંત પાડે છે. રમત આગળ ચાલે છે. )

**પ્રવેશ ૮ મો**

પાત્રો: ઉપરના જ: **ફ્રાન્સિસ્કા,** અને પાછળથી **પાદરીબુવા.**

**કલેબ્ઝ** : આ હા, આ તો આપણાં ફ્રાન્સિસ્કાબેન છે ને. ચાલો બંધ કરો.

**શ્વાર્ત્ઝે** : નહિ, નહિ, નહિ. એને આપણે બગીચામાં મોકલી દઇશું.

**ફ્રાન્સિસ્કા** : ( ખુરશીમાં બેસીને ) હમણાં હું જરા ગભરાઇ ગઇ છું. મને જરા શ્વાસ લેવા દ્યો. અને, જનરલ સાહેબ મારા આવ્યાથી આપ જરાપણ અડચણ પામશો નહિ.

**બેકમાન** : ચલાઓ ત્યારે–પુણીનો નવ્વો.

**કલેબ્ઝ** : હુર્રે.—પેલા આપડા પાદરીબુવા આવે.

**પાદરી** : કેમ છો બધાં ? ( સૌ તેની ખબર પુછે છે ને વારા-ફરતી હાથ મિલાવે છે. )

**કલેબ્ઝ** : આમ જુઓ, **પાદરીબુવા** ! તમે તમે વળી કયારના નાચનારી ને ગાનારીઓની પાછળ ભટકવા લાગ્યા છો ?

**પાદરી** : શું કહ્યું હેં ?–હા, હા. હું ગાનારીઓની પાછળ ભટકું છું.–આજકાલ હું એ ધંધો કરૂં છું.

**શ્વાર્ત્ઝે** : છતાં એક બાજી ખેલવામાં તો કાંઇ વાંધો નહિ હોય ?

**પાદરી** : માફ કરો, લેફ્ટેન્ટ સાહેબ, મારે આપની સાથે બહુ જ અગત્યની વાત ખાનગીમાં કરવી છે.

**શ્વાર્ત્ઝે** : શું કહો છો ? અરે મારા પાદરીદાદા, એ વાતને કરીશું પછીથી; હમણાં શી ઉતાવળ છે ?

**ફ્રાન્સિસ્કા**—પરમેશ્વરની ખાતર–અરે **બહુ જ** અગત્યની વાત છે... હમણાં જ ચાલો.

**શ્વાર્ત્ઝે** : તમે પણ એમાં ઘુસ્યાં છો કે શું, અમારી સાળીશ્રી ?

**ફ્રાન્સિસ્કા** : બહુ જ.

**કલેબ્ઝ** : તો લ્યો ત્યારે, અમે રજા લઇશું.

**ફ્રાઉશ્વાર્ત્ઝે:** અ...અઅ અમે બહુ જ દીલગીર છીએ કે...

**શ્વાર્ત્ઝે:** તમે પાદરી સાહેબ, જરા આ વખતે વચ્ચે ન આવ્યા હોત તો કેવું સારૂં ?

**ફ્રાઉ શ્વાર્ત્ઝે**–પણ હું ધારૂં છું કે થોડો વખત, એ સાહેબો આપડી મેરીની જોડે બગીચામાં ફરશે, કેમ ?

**કલેબ્ઝ:** હા, ઠીક છે, બહુ મઝાનું. પંતુજી સાહેબ મારા. ચાલો. ફ્રાઉલાઇન * મેરી, જરા કૃપા કરી સૌને મોખરે પધારો.

**બેકમાન:** પણ પેલાં પત્તાં–એ તો એમનાં એમ પડયા રહેશેને ?

**કલેબ્ઝ:** હા, એમને એમજ, તમારો ફ્લીનો નવ્વો હતો. હવે ચાલો જરા.

[ બન્ને જાય છે. ]

### પ્રવેશ ૯ મો.

**પાત્રો: શ્વાર્ત્ઝે, ફ્રાઉ શ્વાર્ત્ઝે, પાદરી** અને **ફ્રાન્સિસ્કા.**

**શ્વાર્ત્ઝે:** હં, બોલો શું છે ?

**ફ્રાન્સિસ્કા:** બાપરે, મારો ગભરાટ હજુએ શમ્યો નથી, તમે જુઓ છો. જરા મને એક પ્યાલામાં કોઈ પાણી આપશો ?

[ **ફ્રાઉ શ્વાર્ત્ઝે પાણી લાવીઆપે છે.** ]

**પાદરી:** લેફ્ટેનન્ટ સાહેબ. ગમે તે થાય, પણ તમારે તમારી મનની શાંતિ ગુમાવવી નહિ, એવું તમે મને વચન આપો. કારણ કે. હું એમ દ્દઢ માનું છું કે એના ઉપર જ સઘળો આધાર છે.

**શ્વાર્ત્ઝે:** લ્યો ત્યારે, મારૂં વચન છે–પણ એવું તે શું છે ...

**પાદરી:** એતો ફ્રાન્સિસ્કા બેન આપને સારી રીતે કહી સંભળાવશે.

**ફ્રાન્સિસ્કા:** ( પાણી પી રહ્યા બાદ ) બરાબર, આજનો દિવસ કાંઈ ઓરજ લાગે છે. આજે નશીબે મારા ઉપર બરાબર વેર લીધું. ( શ્વાર્ત્ઝેને ) ભાઇ, મને તમારો એક હાથ આપો, બેન, તું પણ મારો બીજો હાથ પકડ.

* જર્મન ફ્રાઉલાઈન ( Fraulein ) એટલે ઇંગ્રેજી મીસ (Miss.)

**પાદરી :** માફ કરો, પણ, બેન, તમારો ચ્હેરો એવો તો ગંભીર થઈ ગયો છે કે...

**ફ્રાન્સિસ્કા :** (ગળગળી થઇ જાય છે) ગુસ્સે ન થાઓ,.... તમે ગુસ્સે ન થાઓ. હું જરા ગભરાઇ ગઇ છું. હું જરા...કાલે, પણ ગવર્નરને ત્યાં, એમ જ ગભરાઇ ગઇ'તી. પણ તે તો મોટા મોટા અમીરલોક અને અમલદારો ત્યાં આવ્યા'તા તેથી...ને તમને નિમંત્રણ નો'તું ?

**શ્વાર્ત્ઝે :** (જરા ક્રોધમાં) ના.

**ફ્રાન્સિસ્કા :** ભૂલી ગયા હશે, કદાચ...એમનો હેતુ એવો નહિ જ હોં....પણ આજે ય હું એમ જ ગભરાઇ ગઇ છું. (રડવા જેવી થઇ જાય છે. પણ પાદરીની અને તેણીની આંખો મળતાં વળી આગળ ચલાવે છે) હા, હા, હું મારો લેસ ચોઢેલા પીળા રેશમનું ફ્રૉક પહેરીને ગઇ તી......અને જેવી હૉલમાં દાખલ થઉં છું તો (રડી પડે છે) તો...તો...ત્યાં કોણ જોયું ?

**શ્વાર્ત્ઝે :** કોણ ?

**ફ્રાન્સિસ્કા :** (અચકાતી, ડચકાં લેતી) તમારી દીકરી, **માગડા** લીના ! (શ્વાર્ત્ઝે માથું પાછળ નાંખી દે છે, ફ્રાઉ શ્વાર્ત્ઝે " એ " કરી દે છે: બાદ સર્વે ચુપકીદી પકડે છે)

**શ્વાર્ત્ઝે :** (જરા શાંત થઈને) પાદરી જુવા !

**પાદરી :** સત્ય છે.

**શ્વાર્ત્ઝે :** (ખડો થઇને) **માગડા મારી દીકરી ન્હોય !**

**ફ્રાન્સિસ્કા :** પણ મારૂં કહેવું પુરેપુરૂં સાંભળોને.–પછી તમારો નિશ્ચય જરૂર બદલી નાખશો. એવી દીકરીને તો છાતી સરસી જરૂર તમે ચાંપશો.

**શ્વાર્ત્ઝે : માગડા મારી દીકરી ન્હોય !**

**પાદરી :** પણ, એ ક્યાં હતી, ક્યાંથી આવી, એ યે સાંભળશો કે નહિ ?

**સ્વાર્ત્ઝે** : ( ગુંચવાઇને ) હા, એ સાંભળીશ.

[ પાદરી, ફ્રાન્સિસ્કાને આંખના ઇશારાથી આગળ બોલવાનું કહે છે ]

**ફ્રાન્સિસ્કા** : ઠીક ત્યારે. સાંભળો. હૉલ માણસોથી ચિકાર ભરાઇ ગયો હતો. અજાણ્યા પુરૂષો પણ ઘણા આવ્યા'તા. નામદાર ગવર્નર સાહેબ, હૉલમાંથી પસાર થતા હતા તે વખતે તેમની સાથે તેમના હાથનો ટેકો લઇને એક સ્ત્રી...

**ફ્રાઉ સ્વાર્ત્ઝે** : ગવર્નર સાહેબના હાથનો ટેકો લઈને હં ?

**ફ્રાન્સિસ્કા** : તેના વાળ સોનેરી રંગના હતા, તેના ચ્હેરા ઉપર ગુમાન ફેલાયલું હતું અને ઉંચી તાડ જેવી લાગતી'તી. તેની આસપાસ પુરૂષોનો દરબાર ભરાયલો હતો....અને હસા મશ્કરી ચાલી રહી હતી. અને જેની સાથે તે સ્ત્રી વાત કરે, તે તો જાણે રાણીની સાથે વાત કરી હોય તેટલો પોતાની જાતને ભાગ્યશાળી માનતો. તેના બદન ઉપર લગભગ અડધો ડઝન તો ચાંદ અને ગળામાં એક પદક લટકી રહ્યું હતું. હું તો ત્યાં ઉભી ઉભી વિચાર કરતી હતી કે કોણ એવી રાજવંશી સ્ત્રી હશે કે જેને વિંટળાઇને આટલું બધું લોક ઉભું છે... પણ નારે મારી મા, એ તો આપણી **માગડા** જ. એ જ આંખો અને એ જ ચ્હેરો !

**સ્વાર્ત્ઝે** : ગપાટો !

**ફ્રાન્સિસ્કા** : અરે પણ મેં મારી આંખે જોયું તેનું કેમ ?

**પાદરી** : લેફ્ટેનન્ટ સાહેબ, એ વાત બિલ્કુલ ખરી છે.

**સ્વાર્ત્ઝે** : જો તમે બે જાણો...( હાથ ઘસે છે ) એ દીકરી હજુ હારી નથી. હે પરમેશ્વર બાપ ! તેં એને હારવા દીધી નથી !

**ફ્રાઉ સ્વાર્ત્ઝે** : પણ એ એવડી બધી કોણ છે. કે તેને એવડું બધું માન લોક આપે છે ?

**પાદરી** : એ પરદેશમાં રહીને મોટી ગાનારી બની આવી છે. અને પોતાને એક ઇટાલીઅન નામથી ઓળખાવે છે: **માગડાલીના ડાલ ઑર્ટો.**

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** સાંભળો **લી**ઓપોલ્ડ,+ છાપામાં પેલી પ્રખ્યાત ગાનારીના વખાણ આવે છે, તે જ આપણી દીકરી નીકળી.

**શ્વાર્ત્ઝે : ભાગડા** મારી દીકરી જ ન્હોય.

**પાદરી :** આ અંતરનું બોલવું છે ?

**ફ્રાન્સિસ્કા :** અલબત, એ જ કહી આપે છે કે તારૂં હૃદય કેવું છે !—આ મારો પોતાનો જ દાખલો તારે લેવો જોઇએ. એ કંગાલ છોકરી નથી જાણતી કે મને કેટલું ખોટું લાગ્યું છે. અને ત્યાં એણે મને જોઈ નહિ; જોઇ હોત તો...

**ફ્રાઉ શ્વાર્ત્ઝે : લી**ઓપોલ્ડ, ગવર્નર સાહેબે એને પોતાના હાથનો ટેકો આપ્યો હતો !

**શ્વાર્ત્ઝે :** જો સાંભળ, હું તને, અને તને અને પાદરી, તમને પણ કહું છું કે, આના કરતાં તો એ છોકરી મારા પગ આગળ, ભૂખી કંગાલ અને ચીંથરે હાલ પડી હોય અને મારી માફી માગે એ વધારે સારૂં. તો જ હું જાણત કે એ મારી દીકરી છે, અને હૃદયથી દીકરી રહી છે....પણ, એ અહિં, અને આ ગામમાં શું કામ આવી ? એને છતવું'તું ને માણવું'તું તો આખી દુનિયા કાં નથી પડી ? આટલો દેશ એના વિના ચલાવી લેત. પણ હું હવે સમજ્યો. કે એ તો એના આ નીચ કંગાલ બાપને બતાવવા આવી છે કે માબાપની આજ્ઞાને લાત મરાય છે, અને તે આટલે સુધી; એ જ; એના દિલમાં ગુમાન અને ફાટ ભર્યા છે, બીજું કાંઇ નહિ.

**પાદરી :** ત્યારે તો, લેફ્ટેનન્ટ સાહેબ, મને પણ એક પ્રશ્ન પૂછવા દો. તમારામાં શું ભર્યું છે ? બાપનું હૃદય ? નહિ જ, બિલ્કુલ નહિ, તમારામાં એ લાગણી છે જ નહિ. ત્યારે તમને આ શબ્દો ન્યાય બોલાવે છે ? એ પણ નહિ. ન્યાય તો ત્યારે જ કર્યો કેહેવાત, કે જ્યારે તમારી દીકરીના સુખે તમે ખૂબ રાજી થયા હોત. ત્યારે અપમાન પામેલી તમારી પૂરાણી **નીતિ** તમને બોલાવે છે ? કોણ જાણે ? પણ આટલું તો હું કહીશ કે તમારી આપકર્મી દીકરીએ

+ યુરોપીય સમાજમાં પત્ની પોતાના પતિને તેનું નામ દઇને જ બોલાવે છે.

દુનિયાને એવી તો સર કરી છે કે તમારી પેલી નીતિ એક કોરે જ રાખવી ઘટે છે. પણ મને લાગે છે, કે ગુમાન ને તિરસ્કાર તો તમારામાં જ ભર્યાં છે, બીજું કાંઇ નહિ, એટલે આવા શબ્દો...

**શ્વાર્ત્ઝે :** પાદરી સાહેબ !

**પાદરી :** એમ ઘાંટા બાંટા પાડશો મા...એથી કાંઈ જ વળવાનું નથી. મારે તમને કાંઈ કહેવાનું છે, તે મારે તમને કહેવું જ જોઇએ, કેમ ખરૂં કે નહિ ? મારૂં એ કહેવું તમને નહિ રૂચે, પણ હું અવશ્ય માનું છું કે આમ ઘોડે ચઢેલા ને ચઢેલા રો'છો, તે બધું ઉપરનું જ છે. તમારાં ગુમાનને માફ કરવા જોઇએ છે, અને માફ કરવાનું ન મળતાં આપ ચીડાયા છો. હવે હું તમને પુછું છું, કે ખરેખર એ છોકરી રખડતી, ભટકતી તરછોડાયલી તમારે આંગણે આવીને ઉભી રહે એ તમને અંતરથી ગમે ખરૂં ? અને ધારો કે ઇશ્વર તમારી એ ઇચ્છા પાર પાડે, તો તમે ખરેખરા રાજી થાઓ ? ( ચુપકીદી ) નહિ જ, અલબત્ત નહિ જ, મારા માનનીય વૃદ્ધ શેઠ સાહેબ, એવું તમને ન જ ગમે, તમે ઘણી એ વાર મશ્કરીમાં કહ્યું છે કે હું તમારો ગુરૂ છું. તો આજે મને તમારો ખરેખર ગુરૂ થવા દ્યો. મારૂં કહ્યું માનો, અને તે આજે જ.

**ફ્રાન્સિસ્કા :** જરા એ છોકરીને ન જોઇ હોત તો...

**પાદરી :** ( ફ્રાન્સિસ્કાને ચુપ રહેવા ઇશારો કરે છે ).

**શ્વાર્ત્ઝે :** પણ, જુઓને, એના માબાપને મળવા આવવાનો ખ્યાલ સરખો યે એને આવ્યો છે ? અરે બાપિકા ઘરને વાસ્તે ને કુટુંબને વાસ્તે લાગણી એને છે એવી એક પણ નિશાની એના તરફની મને તમે બતાવશો ? અને ધારો કે હું એને આવકાર આપવા મારા હાથ લંબાવું, તો કોણ મને ખાત્રી આપે છે કે એ મને તુચ્છકારી નહિ કાઢે ?

**પાદરી :** હું. હું ખાત્રી આપું છું.

**શ્વાર્ત્ઝે :** તું ? તું ? અરે તને તો એની લાત સૌથી પહેલી જ પડી છે ને ? તોએ તને એના તિરસ્કારની ખાત્રી નથી થઇ ?

**પાદરી :** ( ગુંચવાઇને ) એ વાત અત્યારે તમારે યાદ કરાવવી નો'તી જોઇતી.

**પ્રવેશ ૧૦ મો.**

પાત્રો ઉપરનાં જ, હાથમાં ફુલ છાબ લઇને **મેરી** : અને **થીરીઝા.**

**મેરી :** બાપુ, બાપુ, જુઓ તો ખરા, આ...**થી**રીઝા...પણ હું વચ્ચે આવી ખરી ?

**શ્વાર્ત્ઝે :** ( સ્વસ્થ થઇને ) શું છે ?

**મેરી :** આજે પાછા નનામાં ફુલો મારા ઉપર આવ્યા. એટલે મેં **થી**રીઝાને માળીને ઘેર પાછા આપી આવવા મોકલી. તો ત્યાંથી એને ખબર મળી કે એ ફુલ મોકલનાર કોઇ પુરૂષ નથી, પણ સ્ત્રી છે. અને એ ફુલ માળીએ પાછા વેચાતાં ન રાખ્યા એટલે એ પાછા લાવી.

[ સૌની નજર એક થાય છે. ]

**પાદરી :** આમ આવ. **થી**રીઝા, એ સ્ત્રીનું વર્ણન માળીએ તારી આગળ કર્યું'તું ?

**થીરીઝા :** હોવે ઉશીનાડ જેવી સે, આંખો મોટી ને કાળી સે ને એનું મુઢુ રૂપાળું સે ને કોઇ પારકા પરદેશની હોય એવી લાગે સે.

**પાદરી :** ( ઉઠીને **મેરી**ને હાથમાં ફુલ છાબ સહિત તેના બાપ પાસે લાવે છેઃ પછી, **શ્વાર્ત્ઝ**ના ખભે હાથ મુકીને )–તમારે એની કુટુંબ પ્રત્યેની લાગણીની નિશાની જોઇતી'તી ને ?

**શ્વાર્ત્ઝે :** ( ફુલ સામું તાકીને ) આ શું એણે મોકલ્યાં ?

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** એના પૈસા યે કોણ જાણે કેટલા બધા આપ્યા હશે ?

**પાદરી :** તો હવે **થી**રીઝા, તું જા, અને કોઇને આ વાત કહીશ મા.

**થીરીઝા :** જેવો પાદરી સાહેબનો હોકમ. પણ જુઓને, આજે મારીને ત્યોથી હું પાછી આવીકેના તે વેળાએ આપણો પગી સે ને તેણે મને ઉભી રાખી ને કેસે કે કાલે હાંજરે એક મસ મોટી બગી

આપણા દરવાજા ફાહે ઉભેલી. ને મંહિયાં એક મોટી શેઠાંણી બેઠી'તી. અને મંહિયાં બેઠી બેઠી આપણા ઘરની બારીના હામું ને હામું તાચીને જોઈ રહીતી. એટલે પગી સે તે કને લાગલો પૂસવા જયો તો પેલી શેઠાણીએ ગાડી હાંકનારને કાંઈ કીધું એટલે માળા એણે તો લાગલી ગાડીને હાંચી મેલી.

[ સૌ ચમકે છે ]

**પાદરી**: એટલું બસ છે, **થીરીઝા**.

[ થીરીઝા જાય છે. ]

**પાદરી**: બેન **મેરી**, માફ કરજે, પણ તું તો હજી નાની છે એટલે થોડીવાર અમને અહિં ખાનગી વાત કરવી છે, તો તેટલો વખત તું વચમાં ન બોલીશ.

**મેરી**: પાદરી બુવા, મને તો આ બધું સાંભળીને કંઇ કંઇ થઇ જાય છે. ( ગળગળી થઇને ) બાપુ ?

**શ્વાર્ત્ઝે**: ( ગુંચવાયલો ઉભો થઇને ) શું છે, બેટા ?

**મેરી**: બાપુ, એ બૈરી કોણ હશે ? તમે જાણો છો ?

**શ્વાર્ત્ઝે**: ના, દીકરી, હું અટકળ સરખી પણ કરી શકતો નથી

**મેરી**: ( ચીસ પાડીને ) એ તો **માગડા**, આપણી **માગડા** અહિં આવી છે. ( ઘુંટણીએ પડીને ) બરાબર, એ જ. તમે એને માફ કરો, બાપુ.

**શ્વાર્ત્ઝે**: ઉભી થા, દીકરી. તારી બેનને મારી રાંક માફીની ગરજ હવે બહુ ઓછી છે.

**પાદરી**: પણ આપના **પ્રેમની** ગરજ તો એને છે હાં.

**મેરી**: **માગડા** આવી, મારી બેનડી આવી; ઓ મારી મા, **માગડા** આવી. ( માના ખભે માથું નાખી રૂવે છે. )

**ફ્રાન્સિસ્કા**: મને કોઈ થોડું પાણી પાઓ ! મને છાતીમાં કાંઇ થઇ જાય છે.

**પાદરી**: તમે એક્કે નિશ્ચય પર આવ્યા ? ( શ્વાર્ત્ઝે સ્થિર બેઠો જ રહે છે ) એટલે કે, એને તમે જતી જ કરવા માગો છો કે...

**શ્વાર્ત્ઝે**: એમ જ.

**પાદરી :** પણ મરતાં મરતાં તમારી એ દીકરી તમને યાદ આવશે તો ? અને તે વખતે તમને પસ્તાવો થશે કે મારા ઉમરે આવેલ દીકરીને " મેં અંદર આવ, બેટા " એટલાં પણ વેણ ન કહ્યાં ?

**શ્વાર્ત્ઝે :** ( ગળગળો થઇને ) તો મારે અત્યારે શું કરવું ? મારી કાઢી મૂકેલ દીકરી આગળ મારે માથું નમાવવું ?

**પાદરી :** નહિ, નહિ, એમ નહિ. તમને કશું કરવાની જરૂર નથી. હું...અ...હું જ એ...એની પાસે જઇશ.

**શ્વાર્ત્ઝે :** તમે, પાદરી સાહેબ, તમે ?

**પાદરી :** આજે બપ્પોરે માગડાની ' હોટલ ' આગળ હું જઇ ને ઉભો'તો; મારે જાણવું'તું કે ફ્રાન્સિસ્કા બેનનું કહેવું ખરૂ હતું કે ખાટું તેથી. તો બરાબર પોણાચાર વાગે હોટલમાંથી માગડા નીકળી પોતાની ગાડીમાં બેઠી.

**મેરી :** તમે એને જોઇ ત્યારે તો, હેં ?

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** કેવી લાગતી'તી ? એને કેવાંક લુગડાં પહેર્યાં'તાં વારૂ ?

**પાદરી :** સંગીતનો જલસો ૪ વાગે બરાબર શરૂ થવાનો હતો, અને બહુ જ થોડીવારમાં પુરો પણ થઇ જશે. અહિંથી જઇને હું તેની હોટલમાં જ બેસીશ, અને તે આવશે ત્યારે કહીશ કે આ ઘરના બારણા...તેણીને સારૂ...ખુલ્લાં જ છે, કેમ કહું ને ?

**મેરી :** હા, હા, એમ કહે ને ? બાપુ !

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** તમે યાદ રાખજો, એ કેવોક ધંધો લઇને...

**શ્વાર્ત્ઝે :** તમે એટલું મને સોગંદપૂર્વક કહો છો કે તમારા આ કાર્યમાં નિર્બળતા અને અધર્મનું તત્વ બિલ્કુલ નથી, અને તમે જે કરો છો તે ઈશ્વરની ખાતર જ કરો છો ?*

**પાદરી :** ઈશ્વરને સાક્ષી રાખીને કહું છું કે મારા આ કાર્યમાં સ્વાર્થ કે અધર્મ જેવું કાંઈ જ નથી.

**શ્વાર્ત્ઝે :** તો પછી, ઈશ્વરની જે મરજી હોય તેમ થવા દ્યો.

* એક વખત પાદરી, માગડાને પરણવા માંગતો હતો તેથી શ્વાર્ત્ઝે આ સવાલ પુછે છે.

[ **મેરી** આનંદથી બૂમ પાડી ઉઠે છે. **પાદરી, શ્વાત્ઝેંની** સાથે હાથ મિલાવે છે. ]

**શ્વાત્ઝેં :** ( પાદરીનો હાથ પકડી રાખીને ) આ જવું તને કઠણ પડતું હશે એ હું સમજું છું. તારી જુવાની—તારૂં સ્વાભિમાન...

**પાદરી :** અરે લેફ્ટેનન્ટ સાહેબ; સ્વાભિમાન તો એક નકામી વસ્તુ છે, એમ મારૂં માનવું છે. અને ઘડીએ ઘડીએ એને ગા ગા કરવામાં જરાએ ફાયદો નથી. એક બાજુએ એક વૃદ્ધ બાપને હું તેની દીકરી મેળવી આપું છું: અને બીજી બાજુથી, એક માર્ગ ભૂલ્યા જીવને કુટુંબ ભેળો કરી દઉં છું, એ શું ઓછું છે ?—તો. એ હવે જાઉં છું. પાછા મળીશું.

[ જાય છે.

[ મેરી રોતી ને હસતી બાપને બાઝી પડે છે. ]

( પડદો પડે છે. )

## અંક ૨ જો

### પ્રવેશ ૧ લો

**સ્થળ:** પ્હેલા અંકનું જ.

સંધ્યાકાળ પડવા આવી છે, પણ બારીમાંથી હજુએ આથમતા સૂર્યના લાલ કિરણો પ્રવેશ કરે છે.

પાત્રો: **મેરી, થીરીઝા**

**થીરીઝા :** ( હાથમાં એક બળતો દીવો લઇને આવે છે ) બેન સાહેબ, ઓ બેન સાહેબ ! [ બળ્યું, આખો દન બારીએ શું ભાળ્યા કરતા હશે ? ] ( મોટેથી ) બેન સાહેબ.

**મેરી :** ( બારીએ ઉભી ઉભી જુએ છે )—કેમ, શું છે ?

**થીરીઝા :** વાળુની તૈયારી કરૂં ?

**મેરી :** થાય છે; હમણાં નહિ.

**થીરીઝા :** પણ ૭ા થયા, બેન.

**મેરી :** ૬ા વાગે એ ગયા'તા. અને જલસો તો કયારનો એ ખલાસ થઈ ગયો હશે...કદાચ આવવાની ના પાડતી હશે ?

**થીરીઝા** : કોણ ના પાડતું હશે ? કોઈ મે'માન સે કે શું ?

**મેરી** : ના, ના; ( થીરીઝા જવાનું કરે છે ) થીરીઝા. જરા બગીચામાંથી થોડાં ફુલ ચુંટી આવ ને !

**થીરીઝા** : ચુંટવા જઇશ તો ખરી. પણ ચુંટેશ શું ? એ કેંશો ? અંધારૂં તો થઇ ગયું સે.

**મેરી** : વારૂ ત્યારે, કંઇ નહિ, જા.

**થીરીઝા** : ચુંટવાં જ હોય તો...

**મેરી** : કંઇ નહિ. ચાલશે.

**થીરીઝા** ( સ્વગત ) : શું થયું સે, કોણ જાણે ?

[ જાય છે.

**પ્રવેશ ૨ જો**

પાત્રો: ઉપરનાં જ તથા **ફ્રાઉ શ્વાર્ત્ઝે.**

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : જો તો ખરી, મેરી, મેં આજે તો પેલી બાઇ ટોપી ઓઢી છે, પેલી પટાવાળી. આમ જો, મને સારી લાગે છે કે નહિ ?

**મેરી** : હા, બા. બહુ સારી લાગે છે.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : ફ્રાન્સિસ્કા માશી હજુ તૈયાર થઇને નથી આવ્યાં ?

**મેરી** : ના.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : ઓ મારા પ્રભુ ! આપણે પેલા બે જણને સાવ ભૂલી જ ગયા ને ![1] તારા બાપુ તો એમની ઓરડીમાં તાળુ મારીને ભરાઇ રહ્યા છે; કોઇને જોવા કે સાંભળવા માંગતા નથી. અને જો જનરલનો મિજાજ ગયો તો જોઇ લ્યો ! આપણી કમબખ્તી જ જાણવી. એ તો આપણા બહુ જ પાસેના પિછાનવાળા છે !

**મેરી** : એટલે બા, એ જાણે કે બેન પાછી ઘરમાં આવી છે તો ને ? હેં ને ?

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : હા, હા, એમ જ. હજુ પાદરી બુવા કેમ ન આવ્યા ? અને મેરી, જો સાંભળ, એ તને કદાચ પુછે...

**મેરી** : એ, તે કોણ ?

૧. જનરલ ફૅાન કલેબ્ઝ એને પ્રોફે. બેકમાન. જુઓ અં. ૧ પ્ર. ૮.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : કોણ કેમ ? વળી આગડા.

**મેરી** : આગડા ?

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : કે આપણા બે વચ્ચે કેમ ચાલે છે. હું તો તારી ઓરમાન મા થાઉને. પણ હું કાંઇ ઓરમાન માની પેઠે થઇ છું કાંઇ ?

**મેરી** : ઓ ના, મારી માડી.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : હા, એટલું ખરૂં...પે'લાં તો બબ્બે ઓરમાન છોકરીઓને જોડે રહેવું જરા અઘરૂં પડ્યું. પણ પછી તો એનો બદલો વળી ગયો, ખરૂંને ? ( **મેરી** હા ભણે છે ) અને હવે આપણે બે જણા સગી મા દીકરાના હેતથી રહીએ છીએ નહિ વારૂ ?

**મેરી** : હા, બા. સગી મા દીકરી જેવાં.

**પ્રવેશ ૩ જો**

પાત્રો ઉપરનાં જ, **ફ્રાન્સિસ્કા.**

**ફ્રાન્સિસ્કા** : ( દુઃખથી ) વાહ, પણ તમારી મા દીકરીના હેતમાં હું વચ્ચે પડવા જ આવી છું.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : જનરલ શું બોલ્યા ?

**ફ્રાન્સિસ્કા** : જનરલ ? અરે એ તો ખૂબ ગુસ્સે થયા. ને કે'વા લાગ્યા ' મને દોઢ–દોઢ કલાક બેસાડી મુક્યો, તે હું જોઇ લઇશ. ' અને ખરેખર એ તો...

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : ( દુઃખી ચહેરે ) જોયું મેરી, હું નો'તી કે'તી ?

**ફ્રાન્સિસ્કા** : કંઇ નહિ, એ તો મેં એમને શાંત પાડ્યા ને અષ્ટમ્ પષ્ટમ સમજાવી દીધું, એટલે બન્ને જણા શાંત થઇને ઘેર ગયા તો ખરા.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : હેં ? ઓ મારી બેન, તારો તો આભાર શે માન્યો જાય ?

**ફ્રાન્સિસ્કા** : હાસ્તો, અત્યારે તો ઉપકારે મનાશે ને બધું થશે ! અત્યારે સારાં યે કહેવાઇશું. લોકના ધક્કા મુક્કી ખાઇએ ને લુંઠીપણું કરીએ એટલે સારાં. પણ જ્યાં આ ઘરડી હેતાળ માશીની દયા ખાવાની વાત આવી એટલે જાણે......

**મેરી :** ફ્રાન્સુમાશીબા, તને કોણે દુઃખી કરી છે, કે'ને ?

**ફ્રાન્સિસ્કા :** હા, અત્યારે આવો "માશીબા" કરતાં. પણ બપોરે છાતીમાં દુઃખતું'તું ત્યારે માશીબા નો'તાં. બેનબાની પે'રામણીઓ આપવાની હોય ત્યારે માશી અને...

**મેરી :** માશીબા !

**ફ્રાન્સિસ્કા :** પણ હું જીવું છું ત્યાં લગી તો......

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** 'બેન બા' કોણ ?

**ફ્રાન્સિસ્કા :** એ તો અમે બે સમજીએ છીએ. અને જુઓને આજે જ. તમારી મોટી દીકરીની ભાળ કોણ લાવ્યું ? બોલો.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** પણ એ હજી આવી છે ક્યાં ?

**ફ્રાન્સિસ્કા :** મેં જ તમારી મોટી દીકરી શોધી આપી. અને મારો ઉપકાર સરખો યે કોણે માન્યો છે ! અને એને મેં બધું મારૂ કર્યું, એનીએ કોઇને પરવા બળી છે ? કોને હોય ?

## પ્રવેશ ૪ થો

પાત્રો, ઉપરનાં જ, ને **થીરીઝા.**

**થીરીઝા :** ( ઉતાવળી ઉતાવળી ખુશી થઇને આવે છે )

**મેરી :** આ તને શું થયું છે, **થીરીઝા.**

**થીરીઝા :** અરે બેનબા કોંય કોંય એવું થઈ જાય છે.

**મેરી :** ( ચીડાઇને ) પણ શું થાય છે, ભસને.

**થીરીઝા :** પેલી બગી !

**મેરી :** કઇ બગી ?

**થીરીઝા :** કાલવાળી !

**મેરી :** એ ? હેં ? આવી, શું ? ( બારીમાંથી બ્હાર જુએ છે ) બા, બા, બેન આવી,–પેલી બગી–

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** હેં, શું કહે છે ? ( પાસે જઈને ) બરાબર, બગી તો એ જ.

**મેરી :** ( શ્વાર્ત્ઝેનું બારણું ઠોકતી ) બાપુ, બાપુ, જલ્દી આવો, એકદમ આવો !

[ ફ્રાન્સિસ્કાની આંખના ઇશારાથી **થીરીઝા** જાય છે ]

### પ્રવેશ ૫ મો

પાત્રો, ઉપરના જ, તથા શ્વાર્ત્ઝે.

**શ્વાર્ત્ઝે** : શું છે તે ?

**મેરી** : માગડા,–બગી.

શ્વાર્ત્ઝે : ઓત્તારીની ! ( બારી તરફ જાય છે. )

**મેરી** : જુઓ, જુઓ બાપુ; કેટલા ગર્વથી બગીમાંથી ઉતરે છે ! અરે બારીએ આપણા તરફ જોશે ખરી ! ( નિરાશ થઈ હાથ હેઠા પાડે છે ) બાપુ ! બાપુ !

**શ્વાર્ત્ઝે** : શું કે'છે ?

**મેરી** : ( બીતી હોય તેમ ) અં...અં...કંઇ નહિ.

**શ્વાર્ત્ઝે** : શું ત્યારે તું છોકરી યે એમ જ કહેવા માગે છે: કે તારે ઉમરે તારી દીકરી આવેલ છે, એને તેં "અંદર આવ બેટા" એટલાં પણ વેણ ન કહ્યાં ?[૧]

**મેરી** : હા બાપુ, હું એમ જ કહેવા માગું છું.

**શ્વાર્ત્ઝે** : તો સાંભળ, છોકરી: એ આપણા બારણા આગળ આવીને ઉભી છે...આપણે પણ શા માટે આપણું સ્વાભિમાન ન જાળવવું ? કે પછી, નાક નીચું ને પેટ ઉંચું કરીને એને બોલાવવી જ; શું કહે છે ?

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : અરે લીઓપોલ્ડ, હવે એ દીકરીને આવડાં માન મળ્યાં છે, તો પછી આપડે...

**મેરી** : ( ચીસ પાડીને ) એ તો જાય છે.

**શ્વાર્ત્ઝે**: જાય ક્યાંથી ( પોતાની સ્ત્રીને ) આવ, આપણે જઇને એને બોલાવી આવીએ.

**ફ્રાન્સિસ્કા** : હા, હા, લઇ આવો, હું પણ જોઉં.

[ શ્વાર્ત્ઝે ને તેની સ્ત્રી જાય છે ]

### પ્રવેશ ૬ ઠો

પાત્રો: મેરી; ફ્રાન્સિસ્કા

**મેરી** : ( હજુ બારીએ ઉભી ઉભી ) હાશ, પાછી બગીમાં બેઠી ગાડી ચાલી ન જાય તો કેવું સારૂં ! અરે પણ ગાડી તો ચાલવા

૧ જુઓ અં. ૧, પ્રવેશ ૧૦

માંડીને, હેં ! અરે એ તો જતી રહેશે ને ? ( દુઃખી થઇને ) ઓ રે...( મોટી બૂમ પાડે છે ) જતી રહીશ નહિ, ઓ મોટી બેન; માગડા, ના જતી રહીશ.

ફ્રાન્સિસ્કા: આમ બૂમો શેની પાડે છે તે ? શું થઇ ગયું એમાં ?

મેરી: હાશ, પાછું વળીને જોયું, બાપુને જોયા; અરે ગાડી ઉભી રાખ. બગીનું બારણું ઉઘાડયું. ઓ...બેન બહાર નીકળી ! આવે છે, આવે છે ! બાપુને હાથે ટેકો દઈને જ આવે છે ! ( અતિ આનંદનાં આંસુ ઢાંકવાના પ્રયત્ન કરે છે ને પાછળ જોઈને ઉભી રેહે છે)

ફ્રાન્સિસ્કા: લ્યો, હવે બાપા શું કરશે દીકરીને ? હવે તો બાપા એકલા પડશે....મેં તો બધું માફ કરી દીધું છે, એટલે એમને એકલા પૂછવાનું રહેશે !

મેરી: બાપુ અને બા, બેની વચ્ચે આવે છે. ઓત્તારીની, મોટી બેનનો ચ્હેરો તો કાંઈ ભવ્ય દેખું જો ! એની આગળ હું ગમાર, કેવી લાગીશ ? અરે એ તો આવી, અને મને તો ગભરામણ થવા લાગી !

[ ડાબી તરફ સંતાઇ જાય છે. ]

[ નેપથ્યમાંથી માગડા અને તેનાં માબાપના અવાજ સંભળાય છે.

પ્રવેશ ૭ મો

પાત્રો: ઉપરનાં જ, માગડાલીના, શ્વાર્ત્ઝે અને ફ્રાઉ શ્વાર્ત્ઝે.

માગડા: ( ચકચકીત ને ભપકાદાર કીમતી વસ્ત્રો, જેની ઉપર એક સુંદર પહોળો ' ગાઉન ' નાખી દીધો છે, અને માથા ઉપર જાળી સહિત આવે છે; અને મેરીને દેખતાં વેંત જ,

મારી બચુડી, મારી લાડકી ! આવડી મોટી થઇ ગઈ ને

( બોલતી તેના તરફ દોડી જાય છે. )

મારી બાપુડી, ( બે ગાલ ઉપર ગાઢ ચુંબન ) પણ, આ શું ? ધ્રુજે છે કેમ ? આવ, બેસ અહિં, બેસ. હું પણ તારી જોડે જ બેસીશ, આવ. [ એક આરામ ખુરશી તરફ લઈ જાય છે ] બચુડો, બચુડો હાથ, [ ખુરશી ઉપર મેરીને બેસાડી, પોતે નીચે ઘુંટણ ઉપર ઉભી રહે છે મેરીના હાથને ચુમે છે, ને પંપાળે છે ] બચુડા હાથ ને શું વાગ્યું

છે, આ ? અને મોં કેવું ફિક્કું થઇ ગયું છે ? અને આંખ્યોની આસપાસ કાળાં કુંડાળાં વળ્યાં છે ને, ઓ મારી બેન !

**શ્વાત્ઝેં:** ( માગડાને ખભે હળવેથી હાથ મુકીને ) માગડા, આ ઘરમાં બીજાએ વસે છે, હોં !

**માગડા:** હા, હા, કેમ નહિ ? ( ઉભી થઇ જાય છે ) મારા વૃદ્ધ બાપુ ! અરે તમને તો પળીઆંએ આવ્યાં છે ને શું ? મારા બાપુ ! ( શ્વાત્ઝેંનો હાથ પકડે છે ) પણ તમારા હાથને શું થયું છે ? એ કેમ ધ્રુજે છે ?

**શ્વાત્ઝેં:** કાંઇ નહિ ? એ પૂછીશ જ નહિ.

**માગડા:** અને બાપુ, ઘરડા થયા તોએ તમે બહુ સારા દેખાઓ છો ! તમને જોઇને હું ધરાતી જ નથી. અરે, આવા રૂપાળા બાપને હું શું કરી નાંખું ? એમ થઇ જાય છે. ( મેરી તરફ જોઇને ) પણ આ દીકરી તારી ચાકરી કરતી જ હશે.–પણ હું પાછી મારે ઘેર આવી, સદ્દગૃહસ્થો ને બાનુઓ, જરા ખ્યાલ તો કરો, હું પાછી **ઘેર આવી:** સ્વપ્નું તો નથી ? બાપુ, તમને બહુ સરસ વિચાર સુઝયો, હોં: આમ મને વગરબોલ્યે, વગરનોતર્યે, અહિં આમ ખેંચી આણી તે–પણ Senza Complimenti * આપણે બન્નેએ, ૧૨–૧૨ વરસથી મસ્તીતોફાન કર્યાં નથી એટલે, કેમ ખરૂંને, બાપુ ?

**શ્વાત્ઝેં:** હેં શું ? મસ્તી ને તોફાન ?

**માગડા:** હું તો એ બધું ભૂલી જ ગઇ'તી, મનુષ્યપ્રાણી એવું ખરાબ ને ભૂલકણું છે ! પણ તમે એટલું તો કબુલ કરો કે મેં તમને ખૂબ ખોટું લગાડયું છે. પણ કયાં ગયો આપણો Lady × હેં ?–એની બેઠક તો ખાલી છે, કયાં ઘુસી ગયો એ ? ( બૂમ પાડે છે )

**ફ્રાઉ શ્વાત્ઝેં:** એને મરી ગયે આજ ૭ વરસ થઇ ગયાં.

*ઈટાલ્યન ભાષાના શબ્દો છે. માગડા પરદેશમાં ઘણાં વરસ રહી છે, એટલે તેની ભાષામા ઇટાલ્યન અને ફ્રેંચ ભાષાના શબ્દો ઘણીવાર આવે છે. Senza Complimenti=માફ કરજો, હું અવિવેક કરતી હોઉં તો.

× ઘરનો પાળેલો કૂતરો.

માગડા : હાય, Poverà Bestia × –અરે પણ વળી પાછી હું ભૂલી, બા, અરે મમ્મા ; તમને તો હું મળીએ નથી. હવે તો તું ઉજળી થઇ, હોં; તે વખતે તો જરા જુવાનીની છાંટ તારામાં હતી, તેથી તો તું આટલી ઉજળી નો'તી લાગતી, પણ હવે, વાલુડી, માવડી, તું બરાબર બની. તારા ખોળે માથું નાખી હવે સુખ મળે ખરૂં, અને હું નાંખવાની, જરૂર નાંખવાની. મને ત્યારે જ સુખ થશે. પહેલાં તો આપણે કેટલીએવાર વઢતાં ; અને હું એ પાછી તે વખતે જરા હઠીલી ને મીજાજી હતી ને ! પણ હવે તો આપણે બે એકજ થાળીમાં જમશું હોં !

ફ્રાઉ શ્વાર્ત્ઝે : જો, વળી, માગડા, તું તો પાછી મારી મશ્કરી કરવા મંડી.

માગડા : કેમ ન કરૂં ? એટલીએ રજા નહિ મળે ? અરે તારી મશ્કરી તો કરવાની કરવાની ને કરવાની. એવડું બધું વ્હાલ આવે છે. એવડું બધું ! કેમ તને નથી આવતું ? મારી બેન થઇને નથી રહેવું ?

ફ્રાન્સિસ્કા : (બહુ વારથી, માગડાની નજરે ચઢવા માગતી હતી)–અને મારી યે બેન તું નહિ થાય, માગડા ?

માગડા : Tiens, Tiens ! * Hullo ! (હાથમાંનાં ચસ્મા નાક પર મુકી, તાકીને જુએ છે) ઓહો હજુ આપણું કુટુંબ ઠેરનું ઠેર જ છે ને શું ?

ફ્રાન્સિસ્કા : પણ તે...

માગડા : રહેવા દે એ, અને આવ, મિલાવ હાથ.—બસ, એમ. હવે મારે તાણી રાખવું નથી, ઇચ્છા જ નથી. એ તો આપણા લોહીમાં જ છે, ખરૂં ને ?

ફ્રાન્સિસ્કા : અને હું એ તાણી રાખીશ નહિ. મેં તો તને ક્યારનીએ માફી આપી દીધી છે.

માગડા : અરે ! આવી હૃદયની ઉદારતા !–ત્યારે તું બધાંની જ મને માફી આપે છે, બધાંની ? અને મારી ઓરમાન મા હજુ તો

× ગરીબ બિચારો !

* ઓહ ! ઓહ !

પરણીને ઘેર નથી આવી તે પહેલાં તેના કાન લંબેર્યા'તા તો યે ભૂલી જઈશ? અને બાપુને પણ...પણ. Meglio Tacere! Meglio Tacere* (પોતે જ પોતાનું મોં બંધ કરે છે).

મેરી: (વચ્ચે પડીને) માગડા! પરમેશ્વરની ખાતર!

માગડા: નહિ બોલું, મારી બાપુડી, એક શબ્દ પણ નહિ બોલું.

ફ્રાન્સિસ્કા: વિવેક ને વ્યવહાર તો સારો શીખી આવી છે!

માગડા: તો હવે મને આપડું ઘર જરા જોઇ લેવા દો! ઓ ભલા ભગવાન, બધું યે જેમનું તેમ જ છે ને! ધૂળનું એક રજકણુ સરખું યે હતું ત્યાંનું ત્યાં જ હશે!

ફ્રાઉ શ્વાર્ત્ઝે: અરે, માગડા ધૂળ તો આ ઘરમાં છે જ નહિ.

માગડા: હવે હું માનું છું. Mamma. મારો કહેવાનો અર્થ એ નો'તો. પણ બાર બાર વરસ થઈ ગયાં, ને એક વસ્તુ આઘીપાછી નહિ! ત્યારે હું જતી રહી'તી એ સ્વપ્નું હતું?

શ્વાર્ત્ઝે: પણ માગડા, તારે અમને બહુ બહુ કહેવાનું છે.

માગડા: (ચોંકીને) હેં? કહીશ, કહીશ. હમણાં તો જરા... શું, હમણાં તો?......હા...જરા મને......થાક ખાઇ લેવા દો. આ બધું ઓચિંતું બન્યું છે તે જરા...મને...ઓ...આ પેલી બારીથી આ બારણું, અને પેલા ટેબલથી, માળ ઉપરનો મારો 'વોરડ્રોબ,' એટલી જ મારી દુનિયા એક વખત હતી.

શ્વાર્ત્ઝે: હા, એટલી જ દુનિયાં, છોકરી-માણુસની; જેમાંથી એનાથી બહાર નીકળાય જ નહિ, નીકળવાની હિંમત પણ કરાય નહિ,—એ બરાબર ધ્યાનમાં રાખ્યું'તું ને, તેં?

માગડા: શું કહો છો, બાપુ? અને આવો ચ્હેરો કેમ કરી નાખ્યો છે, તમે, હેં? પણ...બરાબર છે. તમારો એ પ્રશ્ન અસ્થાને નથી. હું બુદ્ધિહીન થઇ'તી કે નહિ, એ જ તમારે જાણવું છે ને? અરે મારા ભલા બાપજી, એવી હું થાઉં તો, એ તો ચાર દિનની ચાંદની થઇ!

ફ્રાઉ શ્વાર્ત્ઝે: એ કેવી રીતે?

* બસ, હવે ચુપ જ રહેવામાં માલ છે!

માગડા : તમે લોકો મારે વાસ્તે શું ધારો છો ? કે, હું જેટલી દેખાઉં છું એટલી જ સ્વતંત્ર છું ? અરે ના. આ તમારી માગડા અંતરમાં તો કંટાળેલી અને કંગાલ છે! અને એને મોંએ કોઇને લગામ હોય ત્યારે જ એ ખરી સુખી રહે છે.

શ્વાર્ત્ઝે : એ લગામ કઇ, માગડા ?

માગડા : એ કહેવું કાંઇ સે'લું નથી, બાપુ. તમે મારા જીવનથી અજાણ્યા છો. અને ખરેખાત, તમે એને સમજી શકો પણ નહિ. એક શબ્દમાં કહું તો, દરેક દિવસનું દરેક કલાકનું કામ આગળથી નક્કી જ હોય છે, અને છાતી સામું ઉભું જ હોય છે...એટલે, હવે મારે મારે ઉતારે-હોટલે પાછા જવું જોઇએ.

મેરી : નહિ, માગડા, નહિ.

માગડા : હા, બાપુડી, હા...૭ કે ૮ માણસો ત્યાં મારી વાટ જોઇને જ બેઠા હશે. પણ તને જો ન ગમતું હોય તો ચાલ મારી સાથે. આજની રાત મારી સાથે સૂઇ રે'જે; કેમ એ ગોઠવણ ફાવશે ને ?

શ્વાર્ત્ઝે : કેમ નહિ ? પણ તું કયાં સૂઈ જવાનું કહે છે ?

માગડા : કયાં, કેમ ? મારે ઉતારે, હોટલમાં.

શ્વાર્ત્ઝે : અરે, વાહરે ? આ ઘરમાં નહિ રહે ત્યારે ? ઘરની બેઆબરૂ જ કરવી છે તારે ?

માગડા : અરે પણ બાપુજી, તમે વિચાર તો કરો; મારી સાથે તો મોટું લાવલશ્કર છે.

શ્વાર્ત્ઝે : ભલે, બેન, ભલે. આ જૂના ઘરમાં એ તારા લાવલશ્કરનો પડાવ નાંખી શકાશે.

માગડા : પણ તમે હજુ સમજ્યા નહિ. એ લશ્કર બહુરંગી છે. પ્હેલો તો મારો પોપટ–" બોબો," કેવો મીઠો છે! પછી મારી આયા,–એનું નામ જયુલીએટ્ટા, બડી બદમાશ છે, હોં બાપુ! પણ એ મને બહુ વા'લી લાગે છે, એના વગર મારાથી રહેવાય જ નહિ. પછી મારો નોકર, બધાને બુમ પડાવે એવો; અને અરે, મારા

મેનેજર સાહેબને તો હું ભૂલી જ જાઉં છું ને! એ ચીકણુલાખ સાહેબને ન જ ભૂલાય.

**ફ્રાન્સિસ્કા :** એ તો જરા ઘરડો હશે, હું ધારું છું ?

**માગડા :** અરે, નહિ. પૂરેપૂરો જુવાન છે.

**શ્વાર્ત્ઝે :** તો પછી તારી સાથે એક બાઈ+ હશે !

**માગડા :** બાઈ શેની ?

**શ્વાર્ત્ઝે :** ત્યારે, દેશપરદેશમાં, એકલી જુવાન પુરુષની સોબતમાં તું ફરે છે ?

**માગડા :** ઓ તમને એનું દુ:ખ છે કે ? હા. હું એકલી ફરું છું. ફિકર કરશો નહિ, હું એકલી એમ ફરી શકું છું. મારી દુનિયામાં એવી બાબતને 'કુચ બિસાત'માં ગણીએ છીએ.

**શ્વાર્ત્ઝે :** એ તારી દુનિયા તે કેઈ વારૂ ?

**માગડા :** એ દુનિયા તે જ કે જેની હું રાણી છું; બાપુ, મારે બીજી દુનિયા ન જોઇએ. મારી દુનિયામાં તો હું કરું તે પસાર; કેમકે એ મેં કર્યું માટે જ.

**શ્વાર્ત્ઝે :** ઓહો, તારી તો ત્યારે મને અદેખાઇ આવે છે. પણ બેટા, તું હજી જવાન છે, અને કોઇ કોઈ વખતે એવો પણ પ્રસંગ આવે કે તારી પોતાની ઇચ્છા...ન ચાલે, તો તું તારા કામમાં કોની સલાહ લે ?

**માગડા :** બાપુ, મને સલાહ દેવાનો હક કોઇને છે જ નહિ.

**શ્વાર્ત્ઝે :** તો હવે, બેટા, આજથી એ હક તારો વૃદ્ધ બાપ ફરીથી પાછો સ્વીકારે છે. (**માગડાનું** ચોંકવું) **થીરીઝા** !

**થીરીઝા :** શેઠ સાહેબ !

**શ્વાર્ત્ઝે :** જા, 'ડોઈચ હોટલ'માં જઇને બેનનો સરસામાન વિગેરે જે હોય તે લઈ આવ.

**માગડા :** ઉભા રહો, બાપુ, માફ કરજો, પણ એમાં મારે યે કાંઇ કહેવાપણું હોય ખરૂં.

+ Companion.

**શ્વાર્ત્ઝે**: એમ ?–હા, હું ભૂલ્યો, દિકરી, તને ફાવે તેમ કર ત્યારે.

**મેરી** : માગડા–ઓ બેન !

**માગડા** : ( પોતાનો ‘ ગાઉન ’ લઈને ઉભી થાય છે. ) ધીરજ રાખ, મારી મીઠડી. હજુ આપણે મળીશું, અને બહુ બહુ વાતો કરીશું. કાલ સવારે જ તમે બધાં મારે ઉતારે જમવા આવજો—કેમ આવશો ને ?

**શ્વાર્ત્ઝે** : અમે, તારે ત્યાં ?

**માગડા** : બાપુ, મને એ ગમે છે, અને ત્યાંએ, આપણે મારી જ રૂમમાં કુટુંબની માફક એકલાં જ બેસીશું.

**શ્વાર્ત્ઝે** : એક હોટલની રૂમમાં ?

**માગડા** : હા, બાપુ, મારે બીજું ઘર એ શિવાય કયાં છે ?

**શ્વાર્ત્ઝે** : અને આ ઘર તે કોનું છે ?

**મેરી** : બેન, તું જોતી નથી કે બાપુને કેવડું દુઃખ થાય છે ?

**પ્રવેશ ૮ મો**

પાત્રો. ઉપરનાં જ તથા **પાદરી** ( પોતાના મનોદુ:ખને દાબતો, અંદર પ્રવેશ કરે છે )

**માગડા** : ઓહો, એ બાકી હતા કે ! મોટું પ્રદર્શન જ ભરાયું છે ને.

[ પોતાનાં ચશ્માવતી તેને નિહાળી રહે છે. ]

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : જુઓને, પાદરી બુવા ! આ તો પાછી ચાલી જાય છે.

**પાદરી** : હજુ શ્રીમતી માગડા મને ઓળખી શક્યાં છે કે કેમ, તે હું જાણતો નથી.

**માગડા** : ( સ્હેજ હુંપદથી ) પાદરી સાહેબ, તમે જ તમારી જાતને ઉતારી પાડવા માગતા હો, તો તમે જાણો. ( પોતાનો ‘ ગાઉન ’ પહેરવા માંડે છે ). અને હવે તમને બધાંને હું મળી રહી એટલે...

**શ્વાર્ત્ઝે** : ( ઝનૂનમાં પણ ધીમે સાદે ) તમે એને રોકો.

**પાદરી** : હું ?–તમે બધાં એમ ન કરી શક્યા, તો પછી...

**શ્વાર્ત્ઝે :** પ્રયત્ન તો કરી જુઓ.

**પાદરી :** ( મનોનિગ્રહ કરીને ) માફ કરજો બેન; મારે આપને આ પ્રમાણે કહેવું એ જરા અઘટિત છે, પણ હું આપને...અ–અ... પાંચેક મિનિટ મારી સાથે આપ એકાંતમાં વાત કરવાની કૃપા કરશો ?

**માગડા :** પાદરી સાહેબ, આપણે બેને એવું તો એકાંતમાં શું કહેવા જેવું હશે તે ?

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** આ, આ, હા, કહે બેન...એ બધું સારી પેઠે જાણે છે.

**માગડા :** ( કટાક્ષપૂર્વક )–ઓહો ને !

**મેરી :** હું કોઇ વાર તારી પાસે બીજું કાંઈ નહિ માગું પણ આટલું તો આજે મારી ખાતર કર.

**માગડા :** ( મેરીનું માથું પસવારતી, વિચારવંત બની જઇને, એક પછી એક સૌના તરફ નજર ફેરવે છે ) ઓહો ને, આ બચુ-કલી છોકરીને યે માગી લેતાં કેવું આવડે છે.–પાદરી સાહેબ, આપની સેવામાં હું હાજર છું.

( મેરી બેનના તરફ ઉપકારભરી આંખે જોઈ જ રહે છે )

**ફ્રાન્સિસ્કા :** ( પોતાની બેનના કાનમાં ) હવે હું ધારું છું કે પેલો એનો અંતરાત્મા તપાસી જોશે. ચાલ, હવે.

**શ્વાર્ત્ઝે :** બાર વરસ ઉપર તમારે કારણે જ એણે મારું ઘર તજ્યું; આજ તમે જ એને મારા ઘરમાં રાખવા પ્રયત્ન કરજો.

[ પાદરી પોતાની શંકા મૂક રીતે અભિનયથી પ્રદર્શિત કરે છે.]

**શ્વાર્ત્ઝે :** બેટા મેરી !

**મેરી :** એ આવી, બાપુ !

[ માગડા ને પાદરી ।શવાય સૌ જાય છે. ]

**પ્રવેશ ૯ મો**

પાત્રો: **પાદરી, માગડા.**

**માગડા :** ( નીચે બેસે છે, અને પાદરી સામું તાકીને જોઇને ) આ એક એવો પુરુષ છે કે જે પાંચેક મિનીટની વાતચીતમાં જ

મારી ઇચ્છાશક્તિના ટુકડે ટુકડા કરી નાખવાનું માથે લે છે. અને આપની એ પ્રમાણે કરવાની શક્તિમાં લોકોને વિશ્વાસ છે એથી એમ લાગે છે, કે આપ આ ગામના રાજા હશો. હું આપની ઇચ્છાને આધીન થાઉં છું.—આપ આપના પાસા ફેંકો, હવે.

**પાદરી**: બેન, પાસા ને રમતફમતમાં હું સમજતો નથી. આપને એટલું કહેવાની મને રજા આપશો કે, આ ઘરનાં માણસો મારા પર જે કાંઇ વિશ્વાસ રાખે છે તેમાં મારો પોતાનો બિલ્કુલ સ્વાર્થ નથી ?

**માગડા**: ઓત્તારીની ! એમ છે કે ?

**પાદરી**: એમ ન કરો, બેન. મારી જીંદગીમાં મારા હૃદયની એક મહાન અને તીવ્ર ઇચ્છા, આપની સાથે લગ્ન કરવાની હતી. અત્યારે આપને જોઇને, અને મારી સ્થિતિ તપાસ્યા પછી, મને લાગે છે કે એ ઇચ્છા જરા વધારે પડતી હતી. પણ આજે તો એને મેં પૂરેપૂરી જીતી લીધી છે.

**માગડા**: ઓહો, પાદરી સાહેબ, તમે તો મને પ્રેમ કરતા હો એમ દેખું જો !

**પાદરી**: બેન, જો અવિવેક ન થતો હોય, તો મારે...

**માગડા**: આત્માના વૈદ્યો અવિવેકી થઇ શકે છે.

**પાદરી**: તો મારે આપને માટે ફરિયાદ કરવાની છે કે આપને, છેલ્લાં બાર વરસમાં, સારી સોબત મળી નથી.

**માગડા**: એમ છે કે ? (વિચારમાં પડી જાય છે, પણ ઉપરથી કટાક્ષમાં) મારી સોબતની તમને શી ખબર ?

**પાદરી**: મને આશા હતી કે, મશ્કરીની વખતે મશ્કરી, અને ગંભીર પળે ગંભીર થવાનું એ સોબતીઓએ તમને શીખવ્યું હશે.

**માગડા**: વાહ ! ( ઉભી થઇ જાય છે. ) ત્યારે હવે હું ગંભીર થઇશ. અને તમને કહીશ કે તમે મને બિલ્કુલ સારા લાગતા નથી. તમારી નાટકીઆ, જુઠ્ઠી સાદાઈ, તમારી દયાપાત્ર નરમાશ, તમારી... શું કહું ?—પણ જે વખતથી આ ગરીબ સેવક ઉપર આપની કૃપાદૃષ્ટિ

પડી, અને આપે આપના પ્રેમ વડે મને આ ઘરમાંથી કાઢી મુકાવી, ત્યારની હું તમને ધિક્કારું છું.

**પાદરી :** મારી દૃષ્ટિ તો એમ સ્વીકારે છે કે એ રીતે તો હું તમારી કીર્તિનું કારણ બન્યો.

**માગડા :** એ પણ બરાબર છે. આ ઘરમાં રહીને હું ઘરકુકડી થઇ ગઈ હોત, પિંજરના પક્ષીની સ્થિતિ એ જ મારી સ્થિતિ થાત...ના...ના. તો હવે હું તમને ધિક્કારતી નથી. શા માટે મારે એટલાયે તમને ધિક્કારવા ? એ બધું હવે મારે વાસ્તે દૂર દૂર ગયું છે. તમે કેમ જાણો કેટલે દૂર ? તમે તો દા'ડી દા'ડી આ ખંડમાં બેઠા બેઠા, સુંદર પવન ખાતા ને સુગંધ લેતા રહ્યા...પણ મારું શું ? મેં વરસોનાં ટાઢતડકો વેઠ્યાં...પાદરી સાહેબ, તમને સ્વપ્નમાંએ ખ્યાલ આવ્યો હોત કે ભપકાથી ને ઠઠેરામાં કયમ રહેવાય છે, દુનિયામાં કેવી કવી બાજીઓ ગોઠવાય છે ને રમતો રમાય છે, પાપમાં પણ કેવો આનંદ લેવાય છે, 'મોટા' કેમ થવાય છે; અને જીવન કયમ મણાય છે; તો, આ તમારી વાતચીત ઉપર તમને પણ હસવું જરૂર આવત. હા, હા, હા, હા, હા, હા...પણ માફ કરજો; કેમકે આ "આબરૂદાર" ઘરમાં બાર વરસમાં એકકે વાર કોઇ હસ્યું નહિ હોય. આ ઘરમાં હસવું એ તો કોઇ સમજતું જ નથી. કેમ, સમજે છે કોઇ, હેં ?

**પાદરી :** ના, એ અમારું કમનસીબ.

**માગડા :** કમનસીબ કહો છો...એ તમારો અંતરનો બોલ છે ! પણ એ વસ્તુસ્થિતિ તમને ગમે છે, કે નહિ ?

**પાદરી :** અમારામાંથી ઘણા હસી શકતા જ નથી, બાનુ.

**માગડા :** અને હસી શકે, તેમને મન એ પાપ છે. પણ, ચાલો, તમે તો હસી શકો છો, તો તમે કેમ હસતા નથી ? અને, આમ એરંડીયું પીધા જેવી સૂરત લઇને કયમ ફર્યા કરો છો ?...હું ધારું છું તમારે ઘેર નાનીસરખી નાર, અને અડધો ડઝન ભટુલીઆં ઘુમતાં હશે; એ નાનકડી નાર બિચારી સવારે ને સાંજે તમારો રોટલો

ટીપતી હશે ને તમારાં ફાટેલાં મોજાંપાટલૂન સાંધતી હશે! એ જ તમારા પાદરીઓનું જીવન.

**પાદરી** : બાનુ, અત્યાર સુધી હું એકાકી જ છું.

**માગડા** : ઓહો ને!

(બન્ને જણ ચુપ રહે છે)–

મારા શબ્દોથી તમને બહુ દુઃખ થયું ખરૂં?

**પાદરી** : એ વાતને જવા દો, બાનુ, એ તો ભૂલાઈ પણ ગઇ.

**માગડા** : (પોતાનો ગાઉન શરીર ઉપરથી પડવા દે છે.) અને આપની નોકરીમાંથી આપને પૂરતો સંતોષ મળે છે?

**પાદરી** : ઇશ્વરની કૃપાથી...મળે છે, ખરો. અને જો માણસ રસપૂર્વક પોતાનો નોકરીધંધો કરે તો પછી જીવન એકલું પણ થઇ જતું નથી.–મારૂં જીવન એવું નથી. અલબત્ત એથી પોતાના વ્યક્તિગત મોજશોખ ને લાગણીઓ માણી શકાય નહિ–એ જ તમારૂં કહેવું છે ને? પણ બીજું યે એક છે: હું લોકોનાં હૃદય જોઇ શકું છું, અને એ હૃદયમાં એવા તો ઘા મને પડેલા દેખાય છે કે પૂરેપૂરા ને સંપૂર્ણ સુખી કોઇથી થવાય જ નહિ.

**માગડા** : આપ તો કોઇ અસાધારણ પુરુષ છો....પણ આપે જે કહ્યું તેમ મારે નથી. અને હું તો માનું છું કે આપ એક પ્રકારનો ડૉળ કરો છો. કદાચ મારી ધારણા ખોટીયે ઠરે.

**પાદરી** : બાનુ, જતાં પે'લાં એક પ્રશ્ન પૂછવાની રજા આપશો?

**માગડા** : ભલે!

**પાદરી** : આપને અહિં આપને ઘેર આવ્યે ૧ કલાક થયો—તેટલો વખત હું આપની વાટ જોતો ત્યાં બેઠો હતો.

**માગડા** : મારી વાટ? અને તમે જોઇ? ક્યાં?

**પાદરી** : તમારી રૂમની આગળ, ચાલીમાં!

**માગડા** : ત્યાં કેમ? મારૂં શું કામ હતું, તમારે?

**પાદરી** : મારૂં ત્યાં જવું નકામું ગયું, કેમકે તમે તો અહિં આવી પહોંચ્યાં.

**માગડા :** એટલે કે તમે મને અહિં બોલાવડાવી : તમે જ કે જેને એક વખત મેં એવા...અથવા, જો કોઇને આ ઘરથી મને દૂર રાખવામાં સ્વાર્થ હોય તો તે તમને જ છે. છતાં તમે જ મને......

**પાદરી :** બસ, કોઈ પણ માણસ જે કાંઈ કરે છે તે સ્વાર્થની જ દૃષ્ટિથી કરે છે, એમ જ ગણવાની તમને ટેવ છે શું ?

**માગડા :** હા, એમ જ. અને શા માટે નહિ ? હું પોતે પણ એમ જ વર્તું છું.-પણ, એમ કેમ ન હોય કે...પણ એમ માનવાનું કારણ હજુ મને મળ્યું નથી. (જરા આવેશમાં) એમ હોઈ શકે જ નહિ ; એ તો બાળકોની વાતો, મોટેરાંએ જોડી કાઢેલી. હશે, જેમ હોય તેમ ભલે હોય. પણ આજે તમારી આગળ હું કબુલ કરૂં છું કે, ૧૨ વરસ ઉપર જ્યારે તમે-એને શું કો' છો તમે ?-એક "આબરૂદાર" લગ્નની માગણી કરેલી, તેના કરતાં આજે મને બહુ બહુ સારા લાગો છો, હા.

**પાદરી :** હં.

**માગડા :** હં, શું ? એટલુંએ હસીને બોલાતું કે જવાબ આપી શકાતો નથી ?...આમ ઘુવડ જેવું મોઢું કેમ રાખ્યું છે...હું ધ્રુજું છું. હું ગભરાઉં છું...શું કે' છે એને ? Je ne trouve pas le mot.+

**પાદરી :** માફ કરજો, બાનુસાહબા, પણ પેલા પ્રશ્નની રજા છે ?

**માગડા :** ઓ મારા બાપ ! આ ભલા માણસને જાણવું છે શું ? આ હું તમને રમાડું છું, તે પણ તમે જોઇ શકતા નથી ? એક પુરુષની જીવનદોરી-પછી ટકાવનાર કે મારનાર-થવું, એ તો અમ સ્ત્રીઓને ગમે...એને સારૂ અમારે તમ પુરુષોનો આભાર જ માન્યે છૂટકો. પણ હું તો, તમે જુઓ છો ને, સંગીત શીખવામાં પડી. પણ હશે, પુછો, પુછો, જે પુછવું હોય તે.

**પાદરી :** તમે શા માટે આ ઘેર આવ્યાં છો ?

**માગડા :** ઓ...હો ?

**પાદરી :** ઘર સાંભર્યું'તું ?

+ એને વાસ્તે મને શબ્દ જ નથી જડતો.

**માગડા :** ના...હશે, તો જરાક...સ્હેજ અમસ્થું...લ્યો ત્યારે સાંભળો, બધું યે કહીશ તમને. હું મિલાંન*માં રહેતી'તી, ત્યાં મને, તમારા આ ઉત્સવમાં ભાગ લેવાનું આમંત્રણ મળ્યું. શા માટે મને અહિં બોલાવી એ માન આપ્યું, એ તો ભગવાન જાણે. પણ તે વખતે મારા મનમાં અનેક લાગણીઓ જન્મી. થોડી જિજ્ઞાસા, થોડી બીક, થોડું દુઃખ, થોડી દિલગીરી, થોડી બેપરવાઈ. તે વખતે મારો જીવ મને કહે છેઃ "જા, તારે વતન જા, કોઈ ઓળખે નહિ એમ જા. ત્યાં જઇને બાપીકા ઘર આગળ ઉભજે, સંધ્યાકાળના ભાંખળા અજવાળામાં જઇને ઉભજે, એ જ તારૂં બાપીકું ઘર, કે જ્યાં ૧૭ વરસ ઉપર તને ચાંક પડતાં શિક્ષા થતી. ત્યાં ઉભી ઉભી, તારી કીર્તિને સંભારી રાજી થજે. અને કોઈ તને ઓળખી કાઢે તો તેને કહેજે કે તમારી સાંકડી નીતિ રાખ્યા વગરે મોટા અને જાણીતા થઇ શકાય છે."

**પાદરી :** એ...મ. ત્યારે, થોડો 'ફાટ'+ પણ ખરો !

**માગડા :** હા, ત્યાં હતી ત્યારે ; શરૂઆતમાં ખરો. કબુલ છે. પણ અહિં આવતાં રસ્તામાં, એક જાતનું દર્દ કો', દુખ કો', પણ કાંઇક અહીંઆં—હૃદયમાં—થયું : એવું જ દર્દ પે'લાં એક દા'ડો મેં લેસન નો'તું કર્યું તે દા'ડે થયું હતું......પછી જ્યારે હોટલને આંગણે ઓવી—ડૅાઇચ હોટલ, બીજી કોઈ નહિ,—કે જ્યાં મોટા મોટા અમલદારો, અને ગાનારીઓ આવીને ઉતરે છે ; તે વખતે, ઉમરો ઓળંગતાં હું નાની હતી ને આટલી પ્રખ્યાત નો'તી થઇ, ત્યારે જેટલી બીક એ હોટલને જોઇને લાગતી, એટલી ફરીથી લાગી...અને હું એક પળભર તો ભૂલી ગઈ કે હું પણ એક મોટી ને પ્રખ્યાત ગાનારી હવે થઈ છું...તે દિવસથી રોજ સંધ્યાકાળે આ ઘર આગળ છાનીમાની લપાતી છૂપાતી આવું છુંઃ આવું છું તો ખરી, પણ તુટતા હૃદયે હિંમત હારેલી, અને આવ્યા પછી રડવા જેવી થઇ જાઉં છું.

**પાદરી :** છતાંએ, આ ઘરમાં રહેવું નથી ?

* ઈટાલીનું એક શહેર, કે જ્યાં રહીને માગડાએ સંગીતનો અભ્યાસ કર્યો હતો.

\+ Defiance.

**માગડા:** મારે જવું જ જોઇએ!

**પાદરી:** પણ...

**માગડા:** પૂછશો જ ના. **મારે જવું જ જોઇએ.**

**પાદરી:** કોઇએ તમારા સ્વમાનને દુઃખ કર્યું છે? ક્ષમાનો કે એવો કોઈ શબ્દ, અકસ્માત કોઇથી બોલાઈ ગયો છે?

**માગડા:** એટલું વળી બાકી રાખ્યું છે....પણ કેમ નહિ?... હા, પણ એ બુઢ્ઢીને કોણ ગણકારે છે?

**પાદરી:** એવું તે બહાર શું છે કે, માત્ર એક જ કલાક રહીને ઘરની બહાર તમારે જવું જ જોઇએ?

**માગડા:** લ્યો ત્યારે તમને તો કહું. આ ઘરમાં પગ મુકયો ત્યારથી જ મને જણાયું કે બાપની સત્તા વળી પાછી મારા ઉપર ત્રાપ મારવાને તૈયારી કરી રહી છેઃ અને એ ધુંસરી, કે જે મારી ડોકમાં નાંખવાની તૈયારી થઇ રહી છે, તેમાંથી મારે છટકવું જ પડશે.

**પાદરી:** કોણ કહે છે? એ ધુંસરી ને એ સત્તા ને એ બધું છે જ કયાં? તમને તો એવાં સ્વપ્નાંબપનાં આવતાં હશે! આ ઘરમાં તો, ગયલી દીકરીને વધાવવાને અને છાતીસરસી ચાંપવા બારણાં ખુલ્લાં જ મુકાયાં છે. બીજું કાંઈ જ નથી.

**માગડા:** માફ કરો, એવું કાંઇ જ નથી. વનવાસી રામના જેવો પાઠ મારે ભજવવો નથી. જો દીકરી જ થઇને આવી હોત, ગયલી દીકરી તરીકે પાછી આવી હોત, તો તો આમ ગુમાનથી માથું ઉંચું રાખીને ન ઉભી રે'તઃ તો તો જરૂર મારા પાપનો પસ્તાવો કહીને તમારા બધાના પગે પડવા મારૂં માથું ઝુકાવત. (વધતા જતા આવેશથી) પણ એમ હું કરવા માગતી નથી...એમ કરી શકું જ નહિ. (ગર્વથી) હું તે હું જ છું, માટે, અને હું મારી જાતને ભૂલી શકું તેમ નથી માટે (દુઃખથી) એટલે જ મારે ઘર નથી, એટલે જ હું અહિંથી જાઉં છું, એટલે જ......

**પ્રવેશ ૧૦ મો**

પાત્રો ઉપરનાં જ, ફ્રાઉ શ્વાર્ત્ઝે, (પાછળથી) મેરી.

**પાદરી:** બસ કરો, અરે પરમેશ્વરની ખાતર, બસ કરો.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : માફ કરજો પાદરી બુવા, હું તો ફક્ત વાળુને વાસ્તે જ પુછવા આવી'તી, (માગડા તરફ આજીજી પૂર્વક જોઇ રહે છે. માગડા તો, મોંને બે હાથ વડે ઢાંકી દઇને જ ના પાડે છે, અને પછી નીચે બેસે છે). પણ આજે તો સારૂં સારૂં ખાવાનું બનાવ્યું છે! તમે જાણો છો ને પાદરી સાહેબ, કે એમનાં પત્તાં રમનારા ભાઇબંધો જમવા આવવાના હતા. તારે જવું હોય તો જજે, માગડા, પણ તારા બાપના ઘરનો કકડો બચકો ખાઇને.

**પાદરી** : ફ્રાઉ શ્વાર્ત્ઝે, એને હમણાં તમે કશું જ કે'શો નહિ.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : ત્યારે હું વચ્ચે પડતી આવી ખરૂં? હું તો એમજ સમજતી'તી...

**પાદરી** : પછી, મોડાં આવજો.

**મેરી** : (અધખોલા બારણામાંથી ડોકિયું કરીને) રહેવાની છે?

[માગડા મેરીનો ધાંટો સાંભળીને કંપે છે, પણ બેસી જ રહે છે]

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : ચુપ (બન્ને જાય છે).

### પ્રવેશ ૧૧ મો

**પાત્રો : પાદરી અને માગડા.**

**પાદરી** : શું ત્યારે તમારે ઘર નથી, એમ? તમે સાંભળ્યું ને? ફ્રાઉ શ્વાર્ત્ઝેએ શું કહ્યું? એ બિચારી, કકડો બચકોએ પણ સારૂં સારૂં કરીને તમને રાખવા માગે છે ને આજીજી કરે છે. પેલી નાની છોકરી—મેરીને પણ પૂછતાં સાંભળીને? એનો ધાંટો કેવો બીકનો માર્યો તરડાતો'તો; તમે તો જોયું નહિ, પણ એની આંખમાં આંસુએ આવ્યાં'તાં, કે રખેને હું તમને રાખવામાં ફાવ્યો ન હઉં! એ બધાંયને મારામાં બહુ વિશ્વાસ છે; એ લોક તો એમ જ માને છે, કે હું બે વેણ કહું એટલે થઈ જ ચુકયું. પણ એ બિચારાંને કયાં ખબર છે, કે અહિં તો હું તમારી આગળ નિરુપાય જ ઉભો છું. આમ જુઓ —પેએલા બારણાની પાછળ ત્રણ જણાં તમારા વ્હાલનાં માર્યાં, ગભરાતાં બેઠાં છે. જે પળે તમે આ ઘરનો ઉમરો ઓળંગ્યો, તે જ પળે એમના જીવના કકડા તમે કર્યા, એમ જ માનજો...અને તેમ છતાં તમે તો એમ જ કહ્યા કરો છો "મારે ઘર છે જ નહિ!"

માગડા : કદાચ હોય, તો એ આ ઘરમાં નહિ.

પાદરી : કબૂલ–તોએ, અહિંથી જવું તમને ઘટતું નથી. ફક્ત બે દિવસ રહી જાઓ. કાંઇ નહિ તો એ બિચારાંને એટલું એ જણાય કે, નહિ તમે આ ઘરના–આ કુટુંબનાં હજી છો. એટલું તો એમની ખાતર તમે કરી શકો.

માગડા : ( દુઃખી થઇને ) આ ઘરના કોઇની ખાતર કાંઇ પણ કરવાનું મારે રહ્યું નથી.

પાદરી : નથી રહ્યું ? ખરેખાત નહિ ? તો તો એક વાત મારે તમને કહેવી પડશે, સાંભળો....૧૨ વરસ ઉપરની એ વાત છે. એક દિવસે મને આ ઘરમાં એકદમ ઉતાવળો બોલાવવામાં આવ્યો'તો, કેમકે તમારા બાપુ મરવાની અણી પર હતા. હું આવી પહોંચ્યો ત્યારે એ તો ટાઢાટમ ને અક્કડ થઇને પડ્યા'તા.–ચ્હેરો ધોળો પૂણી જેવો અને ફરી ગયો હતો.–એક આંખ ફુટી ગઈ હતી, બીજીમાં જરા સરખો જીવ દેખાતો હતો. એમને બોલવું ઘણુંએ હતું, પણ એમના હોઠ માત્ર ફફડતા, અને બહુ બહુ તો બ બ બ કરી શકતા.

માગડા : ઓ મારા બાપ ! શું થયું'તું તે ?

પાદરી : બરાબર, શું થયું હશે ? એ પણ હું તમને કહું છું: થોડી વાર ઉપર જ તેમને એક કાગળ મળ્યો હતો, અને એ કાગળ તેમની મોટી દીકરીનો હતો, જેમાં એના ઘર છોડીને નાસી ગયાના સમાચાર હતા.

માગડા : ઓ રે !

પાદરી : એમને એમ બહુ દિવસ સુધી રહ્યું, પણ વળી એ લકવાનું દરદ મટ્યું. માત્ર જમણા હાથના ધ્રુજારો હજી સુધી એની નિશાની તરીકે રહી ગયો છે. એ તો તમે પણ અત્યારે જોયું'તું.

માગડા : એ થયું તે મારે લીધે.

પાદરી : અરે એટલેથી જ બસ હોય તો તો જાણે ઠીક, બાનુ ...પણ હું તમને આજે ક્યારનો બાનુ કહ્યા કરૂં છું, તે ક્ષમા કરજો, ...મારે મુખે એ શબ્દ અજાણે જ નીકળી ગયો.

માગડા : મને જેમ બોલાવવી હોય તેમ બોલાવજો: પણ આપણી વાત આગળ ચલાવો.

**પાદરી** : પછી તો એનાં પરિણામ આવ્યા વગર ન જ રહ્યાં. એમને પેન્શન આપવામાં આવ્યું—એનું કારણ તો એ પોતે પણ જાણતા નથી, અને તમે યે એ સંબંધી એમને મોઢે વાત સરખી યે કરશો નહિ. પણ પેન્શનની વાત સાંભળીને, એમનો જીવ જ ઉડી ગયો.

**માગડાઃ** બરાબર, બરાબર, એ **મારો** જ વાંક.

**પાદરીઃ** ફ્રાઉલાઇન માગડા, હજી સાંભળોઃ એમ થયું એટલે મારી ફરજની શરૂઆત થઇ. અને હું આમ બોલું છું, તેથી તમે એમ ન માનશો કે હું બડાઇ કરવા માગું છું...એથી મને શું ફાયદો ? કેટલાયે મહિના સુધી મેં એમની બરદાશ કરી, એમના જીવને પાછો ઠેકાણે આણ્યો. અને એને સારૂ એમનું મન બીજી દિશામાં વાળવાની ઇચ્છાથી મેં એમને બગીચામાંથી પતંગીયાં ભેગાં કરવાનું કહ્યું.

**માગડાઃ** ( છૂટકારાનો દમ ખેંચી ) હા.

**પાદરીઃ** વાત એટલે સુધી બગડી ગઇ'તી. ત્યાર પછી મેં એમને થોડા ઘણા પૈસાની વ્યવસ્થા કરવાનું સોંપ્યું. બાદ, એ ત્રણ સંસ્થાઓ, કે જેમાં હું કામ કરૂં છું તેમાં મારી સાથે જ એમને કામ કરવામાં રાખ્યાઃ એક ઇસ્પિતાલ છે, બીજું અનાથાશ્રમ, અને ત્રીજું સદાવ્રત છે. અને એ ત્રણે સંસ્થામાં કરવાનું બહુ હોય છે. એમ કામમાં ચિત્ત પરોવીને જ પાછા એમને ઠેકાણે હું લાવી શક્યો.—તમારી સાવકી માને પણ મેં હાથમાં લીધાં—એમાં કાંઇ સ્વાર્થ મારે નો'તો, એટલું તો તમે યે કબુલ રાખશો. ટુંકામાં, મા દીકરી—એટલે કે મેરી અને એમની વચ્ચેનો પાડાખાર હવે ગયો તે ગયો જ છેઃ ને એને બદલે સંપ, વિશ્વાસ, અને પ્રેમનું જ રાજ્ય આ ઘરમાં પ્રસરેલું તમને જણાશે.

**માગડાઃ** ( તેના તરફ તાકીને જુએ છે ) અને આટલું બધું તમે શા માટે કર્યું ?

**પાદરીઃ** પહેલું તો એટલા જ માટે કે એમ પાદરીઓનો એ ધર્મ જ છે; બીજું એટલા માટે કે તમારા વૃદ્ધ પિતાને સારૂ મારૂં મન બળે છેઃ અ...ને ત...ત...ત્રીજું...તો તમારી ખાતર.

[**માગડા તો આશ્ચર્યથી** મોં પહોળું કરી તેને પૂછતી–પૂછવા માગતી હોય એમ જોઇ રહે છે. ]

**પાદરી:** હા, તમારે ખાતર ક્રાઉલાઇન આગડા, તમારે ખાતર. મેં મન સંગાથે વિચાર્યું: કે હે જીવ, એક દા'ડો એ જરૂર પાછી આવશે. જગ જીતીને, કે, પછી વધારે સંભવતો એ છે કે, જગતથી હારેલી, રીબાએલી, દબાએલી, મન ને તનથી અકળાએલી પણ...એ આવશે. માફ કરજો, પણ હું તમારા વિષે કાંઇ જ નો'તો જાણતો. ગમે તે દશામાં તમે પાછા આવશો. એટલે, તમારે વાસ્તે આ ઘરને તૈયાર રાખવું, એવો મેં વિચાર કર્યો. એ મારો ધર્મ હતો તે મેં લાંબા વખત સુધી બજાવ્યો. અને આજે તમારી આગળ ઉભો ઉભો તમને વિનવું છું, કે મારા એ કામને બગાડશો મા; ના, ન જ બગાડશો.

**આગડા:** દુ:ખથી ધ્રુજતી )—આ કાળજામાં શું શું થઇ જાય છે, એ તમે જો જાણતા હોત તો આમ તમે મને રોકત નહિ.

**પાદરી:** એ બહાર જગતમાં જ પડયું છો રહે ! આં તમારૂં ઘર છે, એને ઘર કરો, અને ઓલ્યું ભુલી જાઓ.

**આગડા:** એ ભુલ્યું ક્યમ કરીને ભુલાય ? ભુલવાની હિંમત પણ મારામાં છે ?

**પાદરી:** આમ સૌ તમને હસ્તે મોઢે ભેટવા માગે છે, તો તેમને કાં તરછોડો છો ? એમાં શું નુકશાન છે ? જો સૌનાં દિલ તમારે વાસ્તે પ્રેમથી ઉભરાઇ જાય છે, તો તમારા હૃદયમાં એક છાંટો પણ પ્રેમનો કાં ન લાવો ?

**આગડા:** મને તમે પાછી બાળક બનાવી, હોં !

[ શાંતિ ]

**પાદરી:** ત્યારે તમે રહી જ જશો, કેમ ખરૂં ને ?

**આગડા:** ( કુદકો મારી ઉભી થાય છે ) કોઈ મને કાંઇ જ ન પૂછે !

**પાદરી:** શું ન પૂછે ?

**આગડા:** કે જગતમાં એકલી રહીને હું શું કરી આવી છું. કોઇ મારા એ જીવનને સમજી શકશે નહિ. કોઇ જ નહિ, તમે પણ નહિ.

**પાદરી:** વારૂ, ત્યારે નહિ પૂછીએ.

**માગડાઃ** અને એવું મને તમે વચન આપો,-તમારા પોતાના તરફથી, અને પેલાં બધાંના તરફથી.

**પાદરીઃ** જો એ બધાંના તરફથી આપી શકાય તો, હું એવું વચન આપું છું.

**માગડાઃ** ( લુખ્ખા અવાજથી ) બોલાવો ત્યારે એ બધાંને.

**પ્રવેશ ૧૨ મો**

પાત્રોઃ ઉપરના જ શ્વાર્ત્ઝે અને **મેરી,** (પાછળથી) **ફ્રાઉ શ્વાર્ત્ઝે,** **ફ્રાન્સિસ્કા.**

**પાદરી :** ( ડાબા હાથનું બારણું ઉઘાડીને ) રહેશે.

[ મેરી, ખૂબ આનંદમાં દોડતી આવીને માગડાને બાઝી પડે છે. **ફ્રાઉ શ્વાર્ત્ઝે પણ તે મુજબ ભેટે છે.** ]

**શ્વાર્ત્ઝે :** દીકરી, તારો ઉપકાર માનું છું.

**માગડા :** કાંઇ નહિ, બાપુ.

[ બન્ને હાથવતી **શ્વાર્ત્ઝેનો** જમણો હાથ લાગણીપૂર્વક પકડીને ચુમે છે. ]

**ફ્રાન્સિસ્કા :** પ્રભુ, તારો ઉપકાર. હવે કાંઇ સુખે વાળુ ખવાશે.

[ ખાવાના ખંડનું બારણું ઉઘાડે છે. તો અંદર તૈયાર પીરસેલું ટેબલ દેખાય છે. ને તેની ઉપર બળતો દીવો પણ પ્રકાશ આપતો લટકાવેલો છે.]

**માગડા :** અરે વાહ ! પેલું જુનું લૅંપ પણ એની જગ્યાએ જ છે ને !

[ **સ્ત્રીઓ આસ્તેકદમ** જવા માંડે છે. ]

**શ્વાર્ત્ઝે :** ( પોતાના બન્ને હાથ લાંબા કરીને ) પાદરી બુવા, તમે એક સુંદર અને મહાન કાર્ય કર્યું, હોં.

**પાદરી :** એવું બોલો નહિ. પણ, એની સાથે એક સરત છે.

**શ્વાર્ત્ઝે :** સરત ?

**પાદરી :** કે તેને તેના ભુતકાળ વિષે કોઇએ કાંઇ પૂછવું નહિ.

**શ્વાર્ત્ઝે :** ( ચોંકીને ) શું ? હેં ? હું-એને-પૂછું...

**પાદરી :** ના, પૂછવાનું નહિ. **પૂછવાનું નહિ.** પણ...પણ ( એક નવો વિચાર સૂઝવાથી ) એ એની મેળે જ બધું કહેશે.

પડદો પડે છે.

## અંક ૩ જો

### પ્રવેશ ૧ લો.

**પાત્રોઃ ફ્રાઉ શ્વાર્ત્ઝે, ફ્રાન્સિસ્કા, અને (પાછળથી) થીરીઝા.**

**ફ્રા. શ્વાર્ત્ઝે :** (ગભરાયલી) સારૂં થયું તું આવી તે, બેન ઇશ્વિરનો પાડ !–આજ અત્યારના પો'રમાં ઘરમાં ગરબડ તો જો તું ?

**ફ્રાન્સિસ્કા :** કેમ, શું છે તે ?

**ફ્રા. શ્વાર્ત્ઝે :** લે સાંભળ ત્યારે; આજે સવાર પડતાંમાં તો બે જણ આવ્યાં. એક ભાયડો–મોટો રાજકુંવર જાણે. એવો તો ઠઠેરો કર્યો'તો એણેઃ અને બીજી બાયડી, એ પણ જાણે રાજકુંવરી. અને એવા તો એના નોકર !

**ફ્રાન્સિસ્કા :** એવડો બધો ખરચ !

**ફ્રા. શ્વાર્ત્ઝે :** અને આખા ઘરમાં બોલંબોલા ને ધાંટધાંટા અને બેમાંથી એક્કેને આપડી બોલી આવડતી નથીઃ અને એમની બોલીમાં કોઈ સમજે નહિ. અને એ બે જણાં તો બોલ બોલ જ કરે છે....અને આપણાં કુંવરીબાએ હુકમ કર્યો છે કે ના'વાનું પાણી ગરમ જોઇએ, જાણે આપ્યું'તું તે ગરમ ન હોય એમ. અને માથામાં નાખવાનાં તેલ ફુલેલ, અને અત્તર ને એવું એવું આ ઘરમાં ક્યા બળ્યું છે ?

**ફ્રાન્સિસ્કા :** આવડી મોટાઇ શા ઉપર ? ક્યાં ગઈ એ તમારી નામંકીત છોકરી ?

**ફ્રા. શ્વાર્ત્ઝે :** નાહીને પાછાં સુઇ ગયાં એ તો.

**ફ્રાન્સિસ્કા :** આવા મોજશોખ હું તો મારા ઘરમાં ન કરવા દઉં.

**ફ્રા. શ્વા. :** હું પણ હમણાં એને કહી દઉં; પણ **લીઓ**પોલ્ડની ખાતર...(**થીરીઝા** પ્રવેશે છે). કેમ શું છે **થીરીઝા** ?

**થીરીઝા :** પેલા શરકારી વકીલ સાહેબનો નોકર આયો સે,

ને પુસે સે કે શેઠ સાહેબ ઘરમાં સે કે નહિ, અને બેન બા શો જવાબ મોકલાવે સે.

**ફ્રા. શ્વા.**: કયાં બેન બા ?

**થીરીઝા**: મારી બલા જાણે.

**ફ્રા. શ્વા.**: ત્યારે, જા જઇને કે' કે વકીલ સાહેબને 'આપણી સલામ' કહે અને શેઠ સાહેબ હજુ ઘેર નથી આવ્યા.

**ફ્રાન્સિસ્કા**: કે'જે કે ૧૨ વાગતા સુધી એમને કામ છે, ત્યાર પછી એ ઘેર આવશે.

[ **થીરીઝા જાય છે: અને જવાને સારૂ જેવું તેણી બારણું ઉઘાડે છે, કે તરત જ એક પુરૂષ અને એક સ્ત્રી ઇટાલ્યન ભાષામાં વઢતાં ને ઘાંટા પાડતાં સંભળાય છે.** ]

**ફ્રા. શ્વા.**: જો, સાંભળ. (બારણા આગળ જઈ,) ઉભાં રહોને બન્ને જણાં, હમણાં તમારી શેઠાણી આવે છે,—એટલે હું કહી દઇશ. (બારણું વાસે છે). હાશ. (પાછી આવે છે) અને પછી સવારનો નાસ્તો. એ શું પીએ છે તે તું જાણે છે ?

**ફ્રાન્સિસ્કા**: કૉફી પીતી હશે, વળી.

**ફ્રા. શ્વા.**: ઉંહું.

**ફ્રા.**: ત્યારે, ચ્હા ?

**ફ્રા. શ્વા.**: ઉંહું.

**ફ્રા.**: ત્યારે તો ચોકોલેટ રહી.

**ફ્રા. શ્વા.**: ઉંહું: કૉફી ને ચૉકોલેટ ભેગી કરીને પીએ છે.

**ફ્રા.**: (ચોંકીને)—પણ એતો...હા, એનો સ્વાદ તો બહુ સરસ લાગતો હશે.

**ફ્રા. શ્વા.**: અને કાલે—મારા બાપ !—અડધો ડઝન તો એના સામાનની પેટીઓ હોટલમાંથી અહિં આવી. અને અત્યાર લગી ત્યાંની ત્યાંજ પડી રહી છે. કોણ જાણે એટલી બધી પેટીઓમાં શું એ ભર્યું હશે ?—અરે માત્ર ટોપીને જ સારૂ એક પેટી તો છે. નર્યાં લેસના તો 'ગાઉન' છે. સોનાના તારથી ભરેલા તો મોજા, અને (કાનૂમાં) રેશમી બ્લાઉઝ શિવાય બીજું પહેરતી નથી.

ફ્રા. : હેં રેશમી બ્લા—?

ફ્રા. સ્વા. : હા.

ફ્રા. : ઓ મારા બાપ! (કપાળે હાથ દઇને) એ તો હદ થઇ!

### પ્રવેશ ૨ જો.

પાત્રો: ઉપરનાં જ અને માગડા.

**માગડા :** (ભપકાદાર વસ્ત્રો સજીને, અંદરથી બોલતી બોલતી આવે છે, અને બારણું ઉઘાડે છે) Mache cosa volete voi? Perchè non-aspettate finchè vi commando?[1]—હેં?

**ફ્રા. સ્વા.** : હવે એનું વઢવાનું બાકી હતું, તે એ પૂરું કરે છે.

**માગડા :** (ગુસ્સામાં) No, no—è tempo![2] (બારણું એકદમ ઉઘાડે છે) જા, કહું છું!—સલામ, Mamma, સલામ. (માને ચુમે છે). હું મોડી ઉઠી ખરૂં?—સલામ, ફ્રાન્સુ માશી, સલામ. કેમ મિજાજ તો બહાલ છે ને? આપણો તો છે.

**ફ્રા. સ્વા.** : પેલાને શું જોઇતું'તું, માગડા?

**માગડા :** નક્કામો સાલો, જનાવર જેવો.—હું ક્યારે બહાર જવાની છું તે જાણવું'તું, એને. એ હું શી રીતે જાણું? (ફ્રા. સ્વાર્ટ્ઝને પંપાળે છે) કેમ ખરૂંને, મારી માડી?—સાંભળો તમે બન્ને બાનુઓ, આજે મને બહુ સરસ ઉંઘ આવી'તી—પથારીમાં માથું મુક્યું કે તરત જ આંખ મળી ગઈ.—પણ સવારમાં ના'વાનું પાણી બરાબર નો'તું: નર્યું ઠંડું. તોએ આજે શરિરમાં ખૂબ જોર જણાય છે. Allons cousine[3]—કુદ. (ફ્રાન્સિસકાને કમરમાંથી પકડીને ઉંચા ઉછાળે છે.)

**ફ્રા.** : પણ, માગડા, તું આ દ......

**માગડા :** ઓહો!

[1] શું જોઇએ છે તારે? હું કહું ત્યાં સુધી ઉભા રહેવાતું નથી?
[2] હમણાં નહિ, થાય છે.
[3] ચલાવ, આમ આવ.

ફ્રા. : (હેઠી પડીને) તું તો બહુ મશ્કરીખોર જણાય છે.
માગડા : બોલ્યો જાણે. (તાળી પાડીને) પણ મારો નાસ્તો.

પ્રવેશ ૩ જો

પાત્રો: ઉપરનાંજ અને મેરી.

મેરી : (હાથમાં કૉફીના સામાન સહીત 'ટ્રે' લઇને આવે છે) Guten Morgen[૧].

ફ્રાન્સિસ્કા : Guten Morgen, બેટા.

માગડા : હું તો ભુખે મરી ગઈ–હા. (પેટ ઉપર હાથ પછાડે છે)

(મેરી ફ્રાન્સિસ્કાનો હાથ ચુમે છે).

માગડા : (ટ્રે ઉપર ઢાંકેલું લુગડું ઉઘાડીને, આનંદમાં આવી જાય છે) શાબ્બાશ!—આ તો જ્યુલીએટાનુંજ કામ લાગે છે.

ફ્રા : એ શું કરનારી હતી, વળી? એણે તો ધમાધમ કરી, બીજું કાંઈ નહિ.

માગડા : કાંઈ હરકત નહિ. સવારના પો'રમાં થોડી ધમાધમ ન થાય તો દા'ડો કેમ જાય? પણ કદાચ એ છોકરી હદ ઓળંગી જાય તો એકાદ ચમચો કે એવું કંઇક ઉઠાવીને એના માથામાં મારવું....એનાથી તો એ ટેવાયલી છે.—કયાં ગયા બાપુ?

ફ્રા. શ્વા. : સમિતિના સભ્યોને ઘેર 'માફ માગવા' ગયા છે.

માગડા : તમારા લોકોની અડધી જીંદગી માફી માગવામાંજ જાય છે. એવી તે કઈ સમિતિ છે?

ફ્રા. શ્વા. : એનું નામ Christain Aid Society છે. આપણે ત્યાં આજે બપોરે એની એક સભા મળવાની હતી. પણ અમને લાગ્યું કે એ બધાને આજે અહિં બોલાવવા એ ઠીક નહિ. કદાચ કોઇને એમ લાગે કે તને દેખાડવા અને મળવા અમે એમને બોલાવ્યા હશે.

ફ્રા. : પણ ઑગસ્ટા, ત્યારે એમે કેમ નહિ લાગે કે તમારી દીકરી એવડી બધી અગત્યની છે કે......

૧ Good Morning!

**બાગડા** : હું ધારૂં છું કે હશે, ને છે.

**ફ્રા. શ્વા.** : કેમ નહિ ? હા; પણ લોકો કેવા હોય છે તેની તને ખબર નથી. આપણે ઘેર આવે તેને કેવાં કેવાં માન જોઇએ.—આ પેલી જનરલની વહુ જ છે ને, ( અભિમાન પૂર્વક ) એવાં મોટા મોટા ઘરની સ્ત્રીઓની જોડે વે'વાર રાખવાનો છે, અમારે તો.

**બાગડા** : ( માનનો ડોળ કરીને ) એ...એમ, હેં ?

**ફ્રા. શ્વા.** : અત્યારે એ આવશે, જરૂર. અને એની જોડે બીજીએ, સારા સારા કુટુંબની બે ત્રણ બાઇઓ આવશે. એમની જોડેના આપણા સંબંધથી ગામમાં આપણી પ્રતિષ્ઠા ઠીક જામી છે. પણ મને હજુ એ સમજણ નથી પડી કે તું એમની જોડે કેવી રીતે વર્તીશ.

**બાગડા** : એટલે કે આ બાઇઓ મને ગમશે કે નહિ, એમજ તારૂં કહેવું છે ને ?

**ફ્રા. શ્વા.** : હા—એમજ—એટલે...પણ આપણે તો વાતોએ ચઢી ગયાં ને.

**એરી** : મને માફ કરજે બા, હું જાઉં...( જવાને સારૂ ઉભી થાય છે )

**બાગડા** : ના, તું બેસ.

**ફ્રા. શ્વા.** : પણ **બાગડા**, તારી એક પેટી હોટલમાં મૂકીને આવી છું, તે મને બો લાગે છે કે કોઈ એમાંથી કાંઇ ચોરી ન જાય.

**બાગડા** : તો અહિં મંગાવી લ્યો, માડી.

**ફ્રા.** : ( ફ્રા. શ્વાર્ત્ઝેના કાનમાં ) જો, ઑગસ્ટા, હમણાં. હું એની બરાબર ખબર લઉં છું. તું તારે જોયા કર.

( ફ્રા. શ્વાર્ત્ઝે જાય છે ).

**ફ્રા.** : ( બેસે છે, ગંભીરાઇથી ) આમ જો, **બાગડા** બેટા, આજે હવે તારી આ ધુરડી માશીને બધું કહી દેજે, હોં.

**બાગડા** : શું કહ્યું ?—તને ? તે, મારી માડીને **તારી** જરૂર પડે છે.—જા, જા, ઘરમાં કાંઇ કામ હોય તો તે કર.

**ફ્રા.** : ( ખાર રાખીને ) જેવી આપની આજ્ઞા.

માગડા : હું તો ફક્ત વિનંતીજ કરૂં છું.

ફ્રા. : ( ઉભી થઇને ) પણ તારી વિનંતીમાં યે ભારે જુસ્સો દેખું જો !

માગડા : (હસતી) એવું છે ખરૂં !

( ફ્રાન્સિસ્કા, ગુસ્સાના આવેશમાં ચાલી જાય છે ).

પ્રવેશ ૪ થો

પાત્રો: માગડા, અને મેરી.

મેરી : પણ, માગડા.

માગડા : બોલ મારી, લાડકી. શું કે'છે ? દુનિયાનો કડવો જાત અનુભવ લઇને હું આવી છું કે: **વળે તેને વાળવું ને ન વળે તેને તોડી નાંખવું.** એટલે કે હું પોતે તો વળવાની નહિ. તું યે પણ એમજ કરજે.

મેરી : અરેરે, તું પણ બદલાઈ ગઈ ?

માગડા : હા, હા, બેનડી, આ ઘરમાં તો એવું જ શીખવું જોઇએ. તો એ ગઇ કાલે તો મારે શરમપૂર્વક કહેવું પડે છે કે મારે નમવું પડયું હતું. તું...અને આપણી બન્નેની પેલી સંગી મા–એ બે તો નિર્દોષ છો, હોં. ( પોતાની જનેતાની છબી તરફ ઊંડા વિચારમાં પડી જઇને જોઈ રહે છે ) અને પેલી, પણે ભીંત ઉપર છે તેને તું યાદ કરે છે, ખરી ?

( મેરી માથું હલાવે છે ).

માગડા : એ વહેલી મરી ગઇ, બહુજ વહેલી...પણ બાપુ કયાં ? મને એમના તરફની બહુ બીક લાગે છે. એમના તરફની પણ મને લાગે છે...ઉભી રહે, મારી લાડકી, હમણાં બધું નક્કી કરી આપીશ.

મેરી : મારાથી નહિ કે'વાય !

માગડા : લાવ તારૂં ' લોકેટ ' તો જરા બતાવ.

મેરી : લે.

માગડા : ( લોકેટ ઉઘાડીને અંદર જુએ છે ) ઓહો, કોઈ લેફ્ટેનન્ટ છે ને. હોય, કેમ ન હોય ? આપણે ઘેર તો એવાજ શોભે !

મેરી : માગડા, આ મશ્કરી કે ઠઠ્ઠો નથી. એ તો મારૂં નશીબ છે.

**આગડો**—એ ‘ નશીબ ’નું નામ શું ?

**મેરી :** આકસ—

**આગડા :** ( હોડવતી સીસોટી વગાડે છે ) તો પછી તારી મેળે કેમ એને પરણી જતી નથી ?

**મેરી :** ફ્રાન્સિસ્કા માશ્રીને બીજી કોઇ સારી–માલદાર કન્યા જોઇએ છે. અને તેથી, પલ્લાની રકમ આપતાં નથી. કેવી નીચતા !

**આગડા :** છેજ. c'est béte, ca ![1] અને કેટલા વખતથી તમે બન્ને જણ એક બીજાને ચાહો છો ?

**મેરી :** કોણ જાણે કેટલોયે વખત થયો હશે !

**આગડા :** અને તમે કયાં મળો છો–બેસો છો ?

**મેરી :** અહિંઆં, આ ઘરમાં.

**આગડા :** એમ નહિ, બન્નેને એકલાં મળવું હોય ત્યારે ?

**મેરી :** અમારી બેની વચ્ચે છાનું છપનું કાંઇજ નથી. હું ધારૂં છું એટલું માન તો ઘરનાંનું આપણે રાખવું જ જોઇએ.

**આગડા :** આમ આવ...મારી ગોદમાં...અને મને ખરેખર કહિ નાંખ કે એ માન અને અભિમાન બભિમાનને કચરાપટ્ટીમાં નાંખી દઇને, તારા પ્રિયતમની જોડે નાસી જવાનો વિચાર તને નથી આવતો ? ગમે ત્યાં, પછી ધરતીને છેડે કે પર્વતની ટોચ ઉપર: અને ત્યાં ઉભી ઉભી, તારા પ્રિયતમની છાતી ઉપર તારૂં માથું ટેકવીને, દુનિયા ઉપર તિરસ્કારથી હસવાનું મન તને નથી થઇ જતું ? હેં, બોલ.

**મેરી :** ના આગડા, એવા વિચાર મને નથી આવતા.

**આગડા :** ત્યારે એની ખાતર તું પ્રાણ આપવાને તૈયાર છે ખરી ?

**મેરી :** ( ઉભી થઇને બન્ને હાથ લાંબા કરે છે ) એકવાર નહિ, પણ એક હઝાર વાર, એની ખાતર હું મરવાને તૈયાર છું.

**આગડા :** મારી રાંક બેનડી ! (સ્વગત ) બધાં યે મળીને એને ચગદી—દળી નાંખી છે. એની તીવ્ર વાસના અને લાગણીઓમાંની અત્યારે એક પણ જાગ્રત હોય એમ લાગતી નથી, શિવાય કે એક લુખ્ખી, સમજણ વગરની મરવાની તૈયારી.

૧ કેવું જંગલી પણું.

**મેરી :** કોના વિષે તું બોલી રહી છે ?

**માગડા :** કાંઈ નહિ, એતો.—હં પણ પેલી પક્ષાની કેટલીક રકમ છે વારૂ ?

**મેરી :** ૬૦૦૦૦ માર્ક.

**માગડા :** તું ક્યારે પરણવા માગે છે. અબઘડી કે બપ્પોર સુધી રોકાઈ શકીશ ?

**મેરી :** બેન, મારા દુઃખની યે મશ્કરી હોય ?

**માગડા :** થોડો વખત મને એટલી રકમ ભેગી કરવાનો આપ. એટલી મોટી રકમ કાંઇ ગજવામાં લઇને ફરાય છે ?

[ **મેરીના** મગજમાં ધીમે ધીમે સમજણ ઉતરે છે, એટલે '**માગડા**' કરીને બુમ પાડતી તેને પગે પડે છે. ]

( થોડીવાર બન્ને જણ ચુપ રહે છે ).

**માગડા :** સુખી થા.-તારા પતિની પ્રેમથી સેવા કરજે. અને જે દિવસે તારા ગૃહ કુંજનો ડોલર[1] તારા હાથમાં ઝુલાવે તે દિવસે દુનિયાના મોંમાં થુ...( અતિશય આવેશમાં વધારે જુસ્સાથી ) દુનિયાના મોંમાં થુ કરજે ! અને તે વખતે એક જણને યાદ કરજે...કે જેણે...પણ ઉભી થા, તું સુખી જીવ, કોઈ આ તરફ આવે છે, ઉભી થા....

### પ્રવેશ ૫ મો.

**પાત્રો:** ઉપરનાં જ, અને **પાદરી**, હાથમાં નકશા સહિત.

**માગડા :** ( તેને સામી લેવા જાય છે ) આવો, તમે જ છો કે ? બહુ સારૂં થયું. હું તમને જ ઝંખતી'તી.

**પાદરી :** મને ?—કેમ વારૂ ?

**માગડા :** આપણે બે જણ ગપ્પાં હાંકીએ તેટલા સારૂ, મારા પાદરીજી.

**પાદરી :** ત્યારે તો, ફ્રાઉલાઇન **માગડા**, તમે ઘરમાં પાછા આવ્યાં તે સારૂં જ થયું, ખરૂં ને ?

૧. મારા ગૃહકુંજ માંહિ ડોલર બાલુડો,
સ્વ. વિજયાલક્ષ્મી ત્રિવેદી.

**માગડા :** હા,–માત્ર માશીબા શિવાય બીજાંઓને એવું લાગે છે; એ તો ખૂણામાં ભરાઈ પેઠાં છે.

**મેરી :** ( નાસ્તાનો સામાન ભેગી કરતી, ચમકે છે અને હસીને) અરે માગડા, શું બોલે છે ?

**પાદરી :** Guten Morgen, ફ્રાઉલાઇન મેરી !

**મેરી :** Guten Morgen, પાદરી બુવા !

( મેરી 'ટ્રે' લઇને જાય છે. )

**પ્રવેશ ૬ ઠ્ઠો.**

**પાત્રોઃ માગડા અને પાદરી.**

**પાદરી :** ઓ ભલા ભગવાન, એનો ચ્હેરો અત્યારે કેવો પ્રફુલ્લ છે !

**માગડા :** એનું યે કારણ છે !

**પાદરી :** તમારા પિતાશ્રી ઘરમાં છે ?

**માગડા :** ના.

**પાદરી :** કેમ , એમનું ઠીક ચાલે છે કે નહિ ?

**માગડા :** હું ધારૂં છું કે ચાલે છે. પણ આજ તો મેં એમને જોયા જ નથી. પણ કાલે અમે બેયે ભેગા બેસી ખૂબ વાતો કરી'તી. અને જેટલું તેમને કહી શકાય એવું હતું તેટલું કહ્યું. તોએ એમને ડગડગો રહે છે, એમ હું માનું છું. એમની આંખો મારા સામી ને સામી જ બસ ચોંટી રહે છે, અને ક્રોધથી ભરાયલી જ દેખાય છે.– મને લાગે છે કે પાદરી બુવા, તમે આપેલું વચન બરાબર પળશે નહિ.

**પાદરી :** તમારા આ શબ્દો ઠપકાના હોય એમ લાગે છે... અને અહિં રહીને તમે પસ્તાતાં તો......

**માગડા :** નહિ, બિલકુલ નહિ, ભાઇ: હું પસ્તાતી નથી. પણ મને અંદરથી કંઈ કંઈ થઇ જાય છે. પેલી વિશિષ્ટ જર્મન લાગણી[૧] મારા હૃદયમાં પાછી જાગ્રત થાય છે, અને હું તો ધારતી'તી કે એ તો મારા હૃદયમાંથી ચાલી જ ગઈ છે. મારૂં હૃદય આનંદથી ઉછાળા મારી રહ્યું છે.–સુંદર ચાંદની, વેવિશાળ, લેફ્ટેનન્ટ અને એવું એવું આ ઘરમાં હું જોઈ રહી છું. પણ એ બધાંમાંયે મને તો એમ જ લાગી

૧. સ્વમાન.

રહ્યું છે, કે હું તો અહિં આવ્યા પછી મારી જાતની જોડે રમત જ રમી રહી છું. નાનું બાળક પોતાનું રમકડું દૂર ફેંકે તેમ હું એ બધાંને હૃદયમાંથી ફેંકી દઇ શકું છું અને જ્યારે ઇચ્છા થાય ત્યારે મોટી પણ થઇ શકું છું.

**પાદરી :** આપણને એ ન શોભે.

**માગડા :** અરે મહેરબાની કરી, મને ભડકાવો નહિ. મારા હૃદયમાં તો બધું છિન્નભિન્ન થઇ ગયું છે, અને તે ઉપરાંત વળી એક દુઃખ પણ છે......

**પાદરી :** શેનું ?

**માગડા :** મ...મ...મારાથી...મારાથી અહિં આવી શકાય નહિ. અહિંઆં—આ ઘરમાં હું ઘુસણીઅણના જેવી છું. ( ધીમેથી, પણ દર્દથી ) મારા ભૂતકાળનું કોઇ પણ ભૂત અહિં હાજર થયું એટલે આ સુખ અને સંપ, સ્વપ્નાની જેમ ઉડી જવાનાં.

( પાદરી પોતાનું દુઃખ દાબી દેવાનો પ્રયત્ન કરે છે. )

**માગડા :** અને...અને...મ...મને બીજું યે દુઃખ થાય છેઃ કે આ ઘરમાં આવીને હું બીકણ–નામર્દ બનતી જાઉં છું. મારા બાપુ અને બેનનો પ્રેમ મને તેવી બનાવે છે, અને જેટલી વધારે એવી લાગણીઓને હું ગણું છું, તેટલે દરજ્જે મારે મારી જાતને નીચી પાડવી પડે છે.

**પાદરી :** ત્યારે તમને એની શરમ આવે છે, હેં ફ્રાઉલાઇન માગડા ? પુત્ર કે પૂત્રીપ્રેમને સારૂ કોઇપણ માણસે ન શરમાવું જોઇએ.

**માગડા :** પૂત્રીપ્રેમ ? શા માટે નહિ ? અરે એ પવિત્ર પળીઆં-વાળા માથાને મારા ખોળામાં સુવાડીને હું બોલી શકું છું. "મારા બાપજી;" પણ તો યે મારાથી મારી જાતને નીચી નમાવાતી નથી... પણ અહિં રહીને **મારી જાતને નમાવવી** પડે છે. એમ કરવાને હું ટેવાયલી નથી. મારામાં કોઇ અજબ જોશ છે જેની સામે થવા માગનારને અને સામે થનારને કચડી નાખવા જોઈએ છે. હું ગાઉ છું પણ એ જ—અને જીવું છું પણ એમ જઃ મારૂં જીવન ને ગાયન ક્યાં જુદાં છે ? દરેક માણસને મારી માફક જ જીવવાની ઇચ્છા

હોવી જ જોઇએ. મનુષ્ય માત્રને મારો એટલો જ સંદેશો છે કે મારી માફક, રહે, જીવ, હસ અને રો. અને જે મારી સામે થશે, અને મારી નીતિમાં અડચણ નાંખશે તેનું આવીજ બન્યું જાણવું. એવાને હું ખુંદી–કચડી–ચગદી નાખવાનીઃ મારા હાથનું રમકડું બનાવાની, ત્યારે જ આ જીવને હાશ વળવાની હું જાણું છું કે એમ કરવું ખરાબ છે, પણ મારો કહેવાનો અર્થ તમે સમજ્યા હશો ?

**પાદરી** : પોતાના વ્યક્તિત્વનું જોર, અથવા ઉભરો, એજને ?

**માગડા** : હા હા હા હા હા, એજ, એજ, એજ, એજ. તમને તો બધું જ કહિ નાંખવાનું મન થઇ જાય છે, તમે એટલા ચતુર છો. જો કે દેખાઓ છો ભોળા બ્રહ્મા જેવા. તમારા હૃદયમાં બીજાના હૃદયને સ્પર્શવાની શક્તિ છે, તમે બીજાંનાં હૃદય પારખી શકો છો અને તમારા તરફ ખેંચી પણ શકો છો...અને તે કોઈ પણ જાતના સ્વાર્થ શિવાય. અને કદાચ તમને પોતાને ય ખબર નહિ હોય કે તમારી પાસે એટલી શક્તિ છે. પણ એ છે એટલું સારૂં છે, અને જીવને આરામ આપનારૂં છે. બીજા પુરૂષો બધાયે પશુઓ છે, પછી આપણે એમને ચહાતા હોઇએ કે નહિ. પણ તમે તો એક મનુષ્ય જ છો. અને તમારી આગળ ઉભા રહેનારને પણ એમ લાગે કે પોતે યે મનુષ્ય છે. જુઓ સાંભળો, કાલે જ્યારે તમે અહિં આવ્યા, તે વખતે તમે મને આટલા સરખા દેખાયા'તા. પણ, તમારામાંથી કાંઇ એવું બહાર નિકળે છે કે તમે પળે પળે મહાન થતા જાઓ છો, મારી નજરે તો અતિ મહાન.

**પાદરી** : ઓ મારા પરમેશ્વર, આનો શું અર્થ ?

**માગડા** : એને શું કહે છે ? સ્વાર્થ ત્યાગ ? સ્વાર્થ• નિગ્રહઃ એથી મારા ઉપર ખૂબ અસર થઈ છે. અને એટલા જ માટે તમે મને જેમ વાળશો તેમ હું વળી જઇશ.

**પાદરી** : તમે વળો, એ તો આમનો સૂરજ આમંજ ઉગ્યો !

**માગડા** : શું બોલ્યા ?

**પાદરી** : લ્યો તમારી આગળ હું કબૂલ કરી દઇશઃ જરા મૂ...મૂ...મૂર્ખાઇ જેવું તો છે...પ...પ...પણ કાલે મેં જ્યારે તમને

જોયાં ત્યારની મારા મનમાં પણ તમારા જેવાં જ થવાની ઇચ્છા જન્મી છે.

**માગડા** : ( હસે છે ) હા, હા, હા, હા, હા. અરે મારા આદર્શ પુરૂષ, તમારે મારા જેવું થવું છે ?

**પાદરી** : હા, કેમ નહિ ? મ...મ...મારે...મારા મનને મારી વાસનાઓને...કેટલી મારવી પડી છે. મારા ચિત્તની શાંતિ તો મૃત્યુજ પામી છે. અને ગઈ કાલે તમને તમારા નિર્દોષ સામર્થ્ય, સ્ત્રીત્વ, અને ભવ્યતામાં મારી નજર આગળ ઉભેલાં જોયાં ત્યારે મને લાગ્યું: ' હે જીવ, ખરી વખતે તારા જીવનનો આનંદ તારે વાસ્તે લુંટાઇ ન ગયો હોત તો તું યે પણ આ...આવો જ થાત. '

**માગડા** : ( ધીમેથી ) અને ભાઇ, એક વાત એ પણ છે: કે મહાન થવું હોય, ઉંચે ચઢવું હોય તો નીચાયે પડવું પડે. અને તમે જે નરી પવિત્રતાનો બોધ આપો છો, તેના કરતાં તો આપણા પાપમાંથીજ ઉંચે ચઢવું એ વધારે સારૂં છે.

**પાદરી** : ( ગભરાઇને ) એ તો તમારા......

( નેપથ્યમાં કોઇના અવાજ સંભળાય છે ).

**માગડા** : ( આખા શરીરને કંપારી છૂટયા પછી, હસતી ) શ...શ...શ....

**પાદરી** : તમને શું થાય છે ?

**માગડા** : એ તો જરા દુઃખ લાગ્યું તેમાં–મારી પોતાની ખાતર નહિ હોં–પણ પેલી મારી બેનની ખાતર ( હાથમાં હાથ મિલાવી ) આપણે દોસ્ત રહીશું ને કે નહિ ?

**પાદરી** : જ્યાં સુધી તમને મારો ખપ પડે—

**માગડા** : અને જ્યારે ખપ ન પડે ત્યારે ?

**પાદરી** : ફ્રાઉલાઈન માગડા, ત્યારે યે ખરૂં.

**પ્રવેશ ૭ મો.**

**પાત્રો : ઉપરનાં જ, અને શ્વાર્ત્ઝે.**

**શ્વા.** : Guten Morgen, પાદરી બુવા. જરા બહાર જઇને બેસોને, હું આ આવ્યો. [પાદરી જાય છે] કેમ બેન, ઉંઘતો બરાબર આવી'તીને ? [ કપાળ ઉપર ચુમે છે ]

**માગડા :** અચ્છી રીતે. મારી બચપણની ઓરડીમાં મારી બચપણની ઉંઘે હું ઉંઘી'તી.

**સ્વા. :** ત્યારે શું એવી ઉંઘ આજ લગી તને નો'તી આવતી, એમ?

**માગડા :** તમારૂં કેમ છે ?

**સ્વા. :** કહેવતમાં યે કહ્યું છે કે જીવને શાંતિ હોય તો...પણ આમ આવ બેટા, મારી પાસે આવ.

**માગડા :** આવું બાપુ.—ના, પણ હું તો અહિંઆ, તમારા પગ આગળ જ નીચે બેસીશ. એટલે તમારી સુંદર સફેદ દાઢી મારી નજર આગળ જ રહે.—એને જોઉં છું ને મને નાતાલના દિવસોમાં, બરફથી ઢંકાઇ ગએલાં ખેતરો યાદ આવે છે.

**સ્વા. :** બેટા, ભાષા તો તને બહુ સુંદર વાપરતાં આવડે છે. તારા બોલ સાંભળીને, નજર આગળ ચિત્રો ખડાં થઇ જાય છે.—પણ એવી વાતો રહેવા દે અત્યારે. અહિંઆ કોઇ પરદેશ બહુ ફર્યું નથી; એટલે અહિંઆ કાંઇ છુપાવવાની જરૂર નથી.

**માગડા :** આપણે પણ એમજ છેને.....પણ આમ કચવાતા કચવાતા કેમ બોલો છો, બાપુ ?

**સ્વા. :** એમસ્તો, બેટા... ...તું તો બરાબર જાણે છે કે પાદરીની મારફતે કેવી સરત તેં મારી સાથે કરી છે.

**માગડા :** એ સરત પાળશોને, બાપુ ?

**સ્વા. :** મેં જેનું વચન આપ્યું છે, તે પાળવું એ મારી ફરજ છે. પણ તને ખબર હશે કે વહેમ એ એક એવી ચીજ છે કે ગમે તેટલું કરીએ, તોએ એ વહેમ...

**માગડા :** પણ તમને શેનો વહેમ છે, બાપુ ?

**સ્વા. :** મને યે ખબર નથી. અમારા બધાની આગળ તો તું ઘણી જ ભાગ્યશાળી ને સુખી દેખાઇ'તી. પણ તારો ભપકો અને તારી નામના—અને એવું એવું બધું તારા આ બાપને આંજી નાખે તેમ નથી. અને તારૂં હૃદય પણ હજી લાગણી ભર્યું રહી શક્યું છે, એ તો તને બોલતી જોઈને કોઇ પણ માણસ કહી શકે. પણ...પણ તારી આંખ્યોમાં કાંઇ છે તે મને પસંદ નથી આવતું: અને આ તારી ડોકીઓમાં ઘૃણા અને તિરસ્કાર ભરાઇ પેઠાં છે.

માંડીને, હેં! અરે એ તો જતી રહેશે ને? (દુઃખી થઇને) ઓ રે...(મોટી બૂમ પાડે છે) જતી રહીશ નહિ, ઓ મોટી બેન; માગડા, ના જતી રહીશ.

**ફ્રાન્સિસ્કા:** આમ બૂમો શેની પાડે છે તે? શું થઇ ગયું એમાં?

**મેરી:** હાશ, પાછું વાળીને જોયું, બાપુ ને જોયા; અરે ગાડી ઉભી રાખી. બગીનું બારણું ઉઘાડયું. ઓ...બેન બહાર નીકળી! આવે છે, આવે છે! બાપુને હાથે ટેકો દઇને જ આવે છે! (અતિ આનંદના આંસુ ઢાંકવાના પ્રયત્ન કરે છે ને પાછળ જોઇને ઉભી રેહે છે)

**ફ્રાન્સિસ્કા:** લ્યો, હવે બાપા શું કરશે દીકરીને? હવે તો બાપા એકલા પડશે....મેં તો બધું માફ કરી દીધું છે, એટલે એમને એકલા પૂછવાનું રહેશે!

**મેરી:** બાપુ અને બા, બેની વચ્ચે આવે છે. ઓત્તારીની, મોટી બેનનો ચ્હેરો તો કાંઇ ભવ્ય દેખું જો! એની આગળ હું, ગમાર, કેવી લાગીશ? અરે એ તો આવી, અને મને તો ગભરામણ થવા લાગી!

[ડાબી તરફ સંતાઇ જાય છે.]

[નેપથ્યમાંથી માગડા અને તેના માબાપના અવાજ સંભળાય છે.]

### પ્રવેશ ૭ મો

પાત્રોઃ ઉપરનાં જ, માગડાલીના, શ્વાર્ત્ઝે અને ફ્રાઉ શ્વાર્ત્ઝે.

**માગડાઃ** (ચકચકીત ને ભપકાદાર કીમતી વસ્ત્રો, જેની ઉપર એક સુંદર પહોળો 'ગાઉન' નાખી દીધો છે, અને માથા ઉપર જાળી સહીત આવે છે; અને મેરીને દેખતાં વેંત જ,

મારી બચુડી, મારી લાડકી! આવડી મોટી થઇ ગઇને

(બોલતી તેના તરફ દોડી જાય છે.)

મારી બાપુડી, (બે ગાલ ઉપર ગાઢ ચુંબન) પણ, આ શું? ધ્રુજે છે કેમ? આવ, બેસ અહિં, બેસ. હું પણ તારી જોડે જ બેસીશ, આવ. [એક આરામ ખુરશી તરફ લઇ જાય છે] બચુડો, બચુડો હાથ, [ખુરશી ઉપર મેરીને બેસાડી, પોતે નીચે ઘુંટણ ઉપર ઉભી રહે છે. મેરીના હાથને ચુમે છે, ને પંપાળે છે] બચુડા હાથ ને શું વાગ્યું

છે, આ? અને મોં કેવું ફિક્કું થઇ ગયું છે? અને આંખ્યોની આસ-પાસ કાળાં કુંડાળાં વળ્યાં છે ને, ઓ મારી બેન!

**શ્વાર્ત્ઝે**: (માગડાને ખભે હળવેથી હાથ મુકીને) **માગડા**, આ ઘરમા બીજાએ વસે છે, હોં!

**માગડાઃ** હા, હા, કેમ નહિ? (ઉભી થઈ જાય છે) મારા વૃદ્ધ બાપુ! અરે તમને તો પળીઆંએ આવ્યાં છે ને શું? મારા બાપુ! (**શ્વાર્ત્ઝેનો** હાથ પકડે છે) પણ તમારા હાથને શું થયું છે? એ કેમ ધ્રુજે છે?

**શ્વાર્ત્ઝે**: કાંઇ નહિ? એ પૂછીશ જ નહિ.

**માગડાઃ** અને બાપુ, ઘરડા થયા તેઓ તમે બહુ સારા દેખાઓ છો! તમને જોઇને હું ધરાતી જ નથી. અરે, આવા રૂપાળા બાપને હું શું કરી નાંખુ? એમ થઇ જાય છે. (મેરી તરફ જોઇને) પણ આ દીકરી તારી ચાકરી કરતી જ હશે.—પણ હું પાછી મારે ઘેર આવી, સદ્‌ગૃહસ્થો ને બાનુઓ, જરા ખ્યાલ તો કરો, હું પાછી ઘેર **આવી**: સ્વપ્નું તો નથી? બાપુ, તમને બહુ સરસ વિચાર સૂઝયો, હોં: આમ મને વગર બોલ્યે, વગર નોતર્યે, અહિં આમ ખેંચી આણી તે.—પણ Senza Complimenti * આપણે બન્નેએ, ૧૨–૧૨ વરસથી મસ્તી તોફાન કર્યાં નથી એટલે, કેમ ખરૂંને, બાપુ?

**શ્વાર્ત્ઝેઃ** હેં, શું? મસ્તી ને તોફાન?

**માગડાઃ** હું તો એ બધું ભૂલી જ ગઇ'તી, મનુષ્ય પ્રાણી એવું ખરાબ ને ભૂલકણું છે! પણ તમે એટલું તો કબૂલ કરો કે મેં તમને ખૂબ ખોટું લગાડયું છે. પણ કયાં ગયો આપણો Lady + હેં?—એની બેઠક તો ખાલી છે, કયાં ઘુસી ગયો એ? (**બૂમ પાડે છે**)

**ફ્રાઉ શ્વાર્ત્ઝેઃ** એને મરી ગયે આજ ૭ વરસ થઇ ગયાં.

* ઇટાલ્યન ભાષાના શબ્દો છે. માગડા પરદેશમાં ઘણાં વરસ રહી છે, એટલે તેની ભાષામાં ઇટાલ્યન અને ફ્રેંચ ભાષાના શબ્દો ઘણીવાર આવે છે. Senza Complimenti=માફ કરજો, હું અવિવેક કરતી હોઉં તો.

+ ઘરનો પાળેલો કૂતરો.

**માગડા:** હાય, Povera Bestia × –અરે પણ વળી પાછી હું ભૂલી, બા, અરે મમ્મા; તમને તો હું મળીએ નથી. હવે તો તું ઉજળી થઇ, હોં; તે વખતે તો જરા જુવાનીની છાંટ તારામાં હતી, તેથી તો તું આટલી ઉજળી નો'તી લાગતી, પણ હવે, વાલુડી માવડી. તું બરાબર બની. તારા ખોળે માથું નાખી હવે સુખ મળે ખરૂં. અને હું નાંખવાની, જરૂર નાંખવાની. મને ત્યારે જ સુખ થશે. પહેલાં તો આપણે કેટલીએવાર વઢતાં; અને હું એ પાછી તે વખતે જરા હઠીલી ને મિજાજી હતી ને! પણ હવે તો આપણે બે એકજ થાળીમાં જમશું હેં!

**ફ્રાઉ શ્વાર્ત્ઝે:** જો, વળી, **માગડા,** તું તો પાછી મારી મશ્કરી કરવા મંડી.

**માગડા:** કેમ ન કરૂં? એટલી એ રજા નહિ મળે? અરે તારી મશ્કરી તો કરવાની કરવાની ને કરવાની. એવડું બધું વ્હાલ આવે છે. એવડું બધું! કેમ તને નથી આવતું? મારી બેન થઇને નથી રહેવું?

**ફ્રાન્સિસ્કા:** (બહુ વારથી, **માગડા**ની નજરે ચઢવા માગતી હતી)–અને મારી યે બેન તું નહિ થાય, **માગડા**?

**માગડા:** Tiens, Tiens!* Hullo! (હાથમાંના ચસ્મા નાકપર મુકી, તાકીને જુએ છે) ઓહો હજુ આપણું કુટુંબ ઠેરનું ઠેર જ છે ને શું?

**ફ્રાન્સિસ્કા:** પણ તે...

**માગડા:** રહેવા દે એ, અને આવ, મિલાવ હાથ,—બસ, એમ. હવે મારે તાણી રાખવું નથી, ઇચ્છા જ નથી. એ તો આપણા લોહીમાં જ છે, ખરૂં ને?

**ફ્રાન્સિસ્કા:** અને હું એ તાણી રાખીશ નહિ. મેં તો તને ક્યારનીએ માફી આપી દીધી છે.

**માગડા:** અરે! આવી હૃદયની ઉદારતા!— ત્યારે તું બધાંની જ મને માફી આપે છે, બધાંની? અને મારી ઓરમાન મા હજુ તો

× ગરીબ બિચારો!

* ઓહ! ઓહ!

પરણીને ઘેર નથી આવી તે પહેલાં તેના કાન ભંભેર્યા'તા તે યે ભૂલી જઇશ ? અને બાપુને પણ...પણ. Meglio Tacere ! Meglio Tacere* ( પોતે જ પોતાનું મોં બંધ કરે છે )

**મેરી :** ( વચ્ચે પડીને ) માગડા ! પરમેશ્વરની ખાતર !

**માગડા :** નહિ બોલું, મારી બાપુડી, એક શબ્દ પણ નહિ બોલું.

**ફ્રાન્સિસ્કા :** વિવેક ને વ્યવહાર તો સારો શીખી આવી છે !

**માગડા :** તો હવે મને આપડું ઘર જરા જોઇ લેવા દ્યો ! ઓ ભલા ભગવાન, બધું યે જેમનું તેમ જ છે ને ! ધૂળનું એક રજકણ સરખું યે હતું ત્યાંનું ત્યાં જ હશે !

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** અરે, માગડા ધૂળ તો આ ઘરમાં છે જ નહિ.

**માગડા :** હવે હું માનું છું, Mamma. મારો કહેવાનો અર્થ એ નો'તો. પણ બાર બાર વરસ થઈ ગયાં, ને એક વસ્તુ આઘીપાછી નહિ ! ત્યારે હું જતી રહીતી એ સ્વપ્નું હતું ?

**શ્વાર્ત્ઝે :** પણ માગડા, તારે અમને બહુ બહુ કહેવાનું છે.

**માગડા :** ( ચોંકીને ) હેં ? કહીશ, કહીશ. હમણાં તો જરા... શું, હમણાં તો ?......હા...જરા મને......થાક ખાઇ લેવા દ્યો. આ બધું ઓચિંતું બન્યું છે તે જરા...મને...ઓ...આ પેલી બારીથી આ બારણું, અને પેલા ટેબલથી, માળ ઉપરનો મારો ' વોરડ્રોબ, ' એટલી જ મારી દુનિયા એક વખત હતી.

**શ્વાર્ત્ઝે :** હા, એટલી જ દુનિયાં, છોકરી માણસની; જેમાંથી એનાથી બહાર નીકળાય જ નહિ, નીકળવાની હિંમત પણ કરાય નહિ,–એ બરાબર ધ્યાનમાં રાખ્યું'તું ને, તેં ?

**માગડા :** શું કહો છો, બાપુ ? અને આવો ચ્હેરો કેમ કરી નાખ્યો છે, તમે, હેં ? પણ...બરાબર છે. તમારો એ પ્રશ્ન અસ્થાને નથી. હું બુદ્ધિહીન થઇ'તી કે નહિ, એ જ તમારે જાણવું છે ને ? અરે મારા ભલા બાપજી, એવી હું થાઉં તો, એ તો ચાર દીનની ચાંદની થઇ !

**ફ્રાઉ શ્વાર્ત્ઝે :** એ કેવી રીતે ?

* બસ, હવે ચુપ જ રહેવામાં માલ છે !

**માગડા :** તમે લોકો મારે વાસ્તે શું ધારો છો ? કે, હું જેટલી દેખાઉં છું એટલી જ સ્વતંત્ર છું ? અરે ના. આ તમારી **માગડા** અંતરમાં તો કંટાળેલી અને કંગાલ છે ! અને એને મોંએ કોઇને લગામ હોય ત્યારે જ એ ખરી સુખી રહે છે.

**શ્વાર્ત્ઝે :** એ લગામ કઈ, **માગડા** ?

**માગડા :** એ કહેવું કાંઇ સે'લું નથી, બાપુ. તમે મારા જીવનથી અજાણ્યા છો. અને ખરેખાત, તમે એને સમજી શકો પણ નહિ. એક શબ્દમાં કહું તો, દરેક દિવસનું દરેક કલાકનું કામ આગળથી નક્કી જ હોય છે, અને છાતી સામું ઉભું જ હોય છે...એટલે, હવે મારે મારે ઉતારે–હોટલે પાછા જવું જોઇએ.

**મેરી :** નહિ, **માગડા**, નહિ.

**માગડા :** હા, બાપુડી, હા...૭ કે ૮ માણસો ત્યાં મારી વાટ જોઇને જ બેઠા હશે. પણ તને જો ન ગમતું હોય તો ચાલ મારી સાથે. આજની રાત મારી સાથે સૂઇ રે'જે; કેમ એ ગોઠવણ ફાવશે ને ?

**શ્વાર્ત્ઝે :** કેમ નહિ ? પણ તું ક્યાં સૂઇ જવાનું કહે છે ?

**માગડા :** ક્યાં, કેમ ? મારે ઉતારે, હોટલમાં.

**શ્વાર્ત્ઝે :** અરે, વાહરે ? આ ઘરમાં નહિ રહે ત્યારે ? ઘરની બેઆબરૂ જ કરવી છે તારે ?

**માગડા :** અરે પણ બાપુજી, તમે વિચાર તો કરો; મારી સાથે તો મોટું લાવલશ્કર છે.

**શ્વાર્ત્ઝે :** ભલે, બેન, ભલે. આ જૂના ઘરમાં એ તારા લાવ-લશ્કરનો પડાવ નાંખી શકાશે.

**માગડા :** પણ તમે હજુ સમજ્યા નહિ. એ લશ્કર બહુરંગી છે. પ્હેલો તો મારો પોપટ–" બોબો," કેવો મીઠો છે ! પછી મારી આયા,–એનું નામ જ્યુલીએટા, બડી બદમાશ છે, હોં બાપુ ! પણ એ મને બહુ વા'લી લાગે છે, એના વગર મારાથી રહેવાય જ નહિ. પછી મારો નોકર, બધા ને બુમ પડાવે એવો; અને અરે, મારા

મેનેજર સાહેબને તો હું ભૂલી જ જાઉં છું ને! એ ચીકણા લાટ સાહેબને ન જ ભૂલાય.

**ફ્રાન્સિસ્કા :** એ તો જરા ઘરડો હશે, હું ધારૂં છું ?

**આગડા :** અરે, નહિ. પૂરેપૂરો જુવાન છે.

**શ્વાર્ત્ઝે :** તો પછી તારી સાથે એક બાઈ+ હશે !

**આગડા :** બાઈ શેની ?

**શ્વાર્ત્ઝે :** ત્યારે, દેશપરદેશમાં, એકલી જુવાન પુરૂષની સોબતમાં તું ફરે છે ?

**આગડા :** આ તમને એનું દુઃખ છે કે ? હા. હું એકલી ફરૂં છું. ફિકર કરશો નહિ. હું એકલી એમ ફરી શકું છું. મારી દુનિયામાં એવી બાબતને ' કુચ બિસાત 'માં ગણીએ છીએ.

**શ્વાર્ત્ઝે :** એ તારી દુનિયા તે કઇ વારૂ ?

**આગડા :** એ દુનિયા તે જ કે જેની હું રાણી છું: બાપુ, મારે બીજી દુનિયા ન જોઇએ. મારી દુનિયામાં તો હું કરૂં તે પસાર; કેમકે એ મેં કર્યું માટે જ.

**શ્વાર્ત્ઝે :** ઓહો, તારી તો ત્યારે મને અદેખાઇ આવે છે. પણ બેટા, તું હજી જવાન છે, અને કોઇકોઇ વખતે એવો પણ પ્રસંગ આવે કે તારી પોતાની ઇચ્છા...ન ચાલે. તો તું તારા કામમાં કોની સલાહ લે ?

**આગડા :** બાપુ, મને સલાહ દેવાનો હક કોઇને છે જ નહિ.

**શ્વાર્ત્ઝે :** તો હવે, બેટા, આજથી એ હક તારો વૃદ્ધ બાપ ફરીથી પાછો સ્વીકારે છે. ( **આગડાનું ચોંકવું** ) **થીરીઝા** !

**થીરીઝા :** શેઠ સાહેબ !

**શ્વાર્ત્ઝે :** જા, ' ડોઇચ હોટલ 'માં જઇને બેનનો સરસામાન વિગેરે જે હોય તે લઈ આવ.

**આગડા :** ઉભા રહો, બાપુ, માફ કરજો, પણ એમાં મારે યે કાંઇ કહેવાપણું હોય ખરૂં.

+ Companion.

**શ્વાત્ઝે** : એમ ?—હા, હું ભૂલ્યો. દિકરી, તને ફાવે તેમ કર ત્યારે.

**મેરી** : માગડા—ઓ બેન !

**માગડા** : ( પોતાનો ‘ ગાઉન ’ લઇને ઉભી થાય છે. ) ધીરજ રાખ, મારી મીઠડી. હજુ આપણે મળીશું, અને બહુ બહુ વાતો કરીશું. કાલ સવારે જ તમે બધા મારે ઉતારે જમવા આવજો—કેમ આવશો ને ?

**શ્વાત્ઝે** : **અમે**, તારે ત્યાં ?

**માગડા** : બાપુ, મને એ ગમે છે, અને ત્યાંએ, આપણે મારી જ રૂમમાં કુટુંબની માફક એકલાં જ બેસીશું.

**શ્વાત્ઝે** : એક હોટલની રૂમમાં ?

**માગડા** : હા, બાપુ, મારે બીજું ઘર એ શિવાય ક્યાં છે ?

**શ્વાત્ઝે** : અને આ ઘર તે કોનું છે ?

**મેરી** : બેન, તું જોતી નથી કે બાપુને કેવડું દુઃખ થાય છે ?

**પ્રવેશ ૮ મો**

પાત્રો. ઉપરનાં જ તથા **પાદરી** ( પોતાનાં મનો દુઃખને દાબતો, અંદર પ્રવેશ કરે છે )

**માગડા** : ઓહો, એ બાકી હતા કે ! મોટું પ્રદર્શન જ ભરાયું છે ને.

[ પોતાના ચસ્માવતી તેને નિહાળી રહે છે. ]

**ફ્રાઉ શ્વાત્ઝે** : જુઓને, પાદરી બુવા ! આ તો પાછી ચાલી જાય છે.

**પાદરી** : હજુ શ્રીમતી **માગડા** મને ઓળખી શક્યા છે કે કેમ, તે હું જાણતો નથી.

**માગડા** : ( સ્હેજ હુંપદથી ) પાદરી સાહેબ, તમે જ તમારી જાતને ઉતારી પાડવા માગતા હો, તો તમે જાણો. ( પોતાનો ‘ ગાઉન ’ પહેરવા માંડે છે ). અને હવે તમને બધાને હું મળી રહી એટલે...

**શ્વાત્ઝે** : ( ઝનૂનમાં પણ ધીમે સાદે ) તમે એને રોકો.

**પાદરી** : હું ?—તમે બધા એમ ન કરી શક્યા, તો પછી...

**શ્વાત્ઝે :** પ્રયત્ન તો કરી જુઓ.

**પાદરી :** ( મનોનિગ્રહ કરીને ) માફ કરજો બેન; મારે આપને આ પ્રમાણે કહેવું એ જરા અઘટિત છે, પણ હું આપને...અ–અ... પાંચેક મિનિટ મારી સાથે આપ એકાંતમાં વાત કરવાની કૃપા કરશો ?

**માગડા :** પાદરી સાહેબ, આપણે બેને એવું તો એકાંતમાં શું કહેવા જેવું હશે તે ?

**ફ્રાઉ શ્વાત્ઝે :** આ, આ, હા, કહે બેન...એ બધું સારી પેઠે જાણે છે.

**માગડા :** ( કટાક્ષપૂર્વક )–ઓહો ને !

**મેરી :** હું કોઇ વાર તારી પાસે બીજું કાંઇ નહિ માગું. પણ આટલું તો આજે મારી ખાતર કર.

**માગડા :** ( મેરીનું માથું પસવારતી, વિચારવંત બની જઇને, એક પછી એક સૌના તરફ નજર ફેરવે છે ) ઓહો ને, આ બચુ-કલી છોકરીને યે માગી લેતાં કેવું આવડે છે.–પાદરી સાહેબ, આપની સેવામાં હું હાજર છું.

( મેરી બેનના તરફ ઉપકારભરી આંખે જોઇ જ રહે છે )

**ફ્રાન્સિસ્કા :** ( પોતાની બેનના કાનમાં ) હવે હું ધારું છું કે પેલો એનો અંતરાત્મા તપાસી જોશે. ચાલ, હવે.

**શ્વાત્ઝે :** બાર વરસ ઉપર તમારે કારણે જ એણે મારું ઘર તજ્યું; આજ, તમે જ એને મારા ઘરમાં રાખવા પ્રયત્ન કરજો.

[ પાદરી પોતાની શંકા મૂકરીતે અભિનયથી પ્રદર્શિત કરે છે. ]

**શ્વાત્ઝે :** બેટા મેરી !

**મેરી :** એ આવી, બાપુ !

[ માગડા ને પાદરી શિવાય, સૌ જાય છે. ]

**પ્રવેશ ૯ મો**

પાત્રો: **પાદરી, માગડા.**

**માગડા :** ( નીચે બેસે છે, અને પાદરી સામું તાકીને જોઇને ) આ એક એવો પુરૂષ છે કે જે પાંચેક મિનીટની વાતચીતમાં જ

મારી ઇચ્છાશક્તિના ટુકડે ટુકડા કરી નાખવાનું માથે લે છે. અને આપની એ પ્રમાણે કરવાની શક્તિમાં લોકોને વિશ્વાસ છે એથી એમ લાગે છે, કે આપ આ ગામના રાજા હશો. હું આપની ઇચ્છાને આધીન થાઉં છું.–આપ આપના પાસા ફેંકો, હવે.

**પાદરી :** બેન, પાસા ને રમતફમતમાં હું સમજતો નથી. આપને એટલું કહેવાની મને રજા આપશો કે, આ ઘરના માણસો મારા પર જે કાંઇ વિશ્વાસ રાખે છે તેમાં મારો પોતાનો બિલ્કુલ સ્વાર્થ નથી ?

**માગડા :** ઓત્તારીની ! એમ છે કે ?

**પાદરી:** એમ ન કરો, બેન. મારી જીંદગીમાં મારા હૃદયની એક મહાન અને તીવ્ર ઇચ્છા, આપની સાથે લગ્ન કરવાની હતી. અત્યારે આપને જોઈને, અને મારી સ્થિતિ તપાસ્યા પછી, મને લાગે છે કે એ ઇચ્છા જરા વધારે પડતી હતી. પણ આજે તો એને મેં પૂરેપૂરી જીતી લીધી છે.

**માગડા :** ઓહો, પાદરી સાહેબ, તમે તો મને પ્રેમ કરતા હો એમ દેખું જો !

**પાદરી :** બેન, જો અવિવેક ન થતો હોય, તો મારે...

**માગડા :** આત્માના વૈદ્યો અવિવેકી થઇ શકે છે.

**પાદરી :** તો મારે આપને માટે ફરિયાદ કરવાની છે કે આપને, છેલ્લાં બાર વરસમાં, સારી સોબત મળી નથી.

**માગડા :** એમ છે કે ? ( વિચારમાં પડી જાય છે, પણ ઉપરથી કટાક્ષમાં ) મારી સોબતની તમને શી ખબર ?

**પાદરી :** મને આશા હતી કે, મશ્કરીની વખતે મશ્કરી, અને ગંભીર પળે ગંભીર થવાનું એ સોબતીઓએ તમને શીખવ્યું હશે.

**માગડા :** વાહ ! ( ઉભી થઇ જાય છે ) ત્યારે હવે હું ગંભીર થઇશ. અને તમને કહીશ કે તમે મને બિલ્કુલ સારા લાગતા નથી. તમારી નાટકીઆ, જુઠ્ઠી સાદાઈ, તમારી દયાપાત્ર નરમાશ, તમારી... શું કહું ?–પણ જે વખતથી આ ગરીબ સેવક ઉપર આપની કૃપાદૃષ્ટિ

પડી, અને આપે આપના પ્રેમ વડે મને આ ઘરમાંથી કાઢી મુકાવી, ત્યારની હું તમને ધિક્કારૂં છું.

**પાદરી**: મારી દૃષ્ટિ તો એમ સ્વીકારે છે કે એ રીતે તો હું તમારી કીર્તિનું કારણ બન્યો.

**માગડા**: એ પણ બરાબર છે. આ ઘરમાં રહીને હું ઘરકુકડી થઈ ગઇ હોત, પિંજરના પક્ષીની સ્થિતિ એ જ મારી સ્થિતિ થાત...ના...ના. તો હવે હું તમને ધિક્કારતી નથી. શા માટે મારે એટલાયે તમને ધિક્કારવા? એ બધું હવે મારે વાસ્તે દૂર દૂર ગયું છે. તમે કેમ જાણો કેટલે દૂર? તમે તો દા'ડી દા'ડી આ ખંડમાં બેઠા બેઠા, સુંદર પવન ખાતા ને સુગંધ લેતા રહ્યા...પણ મારૂં શું? મેં વરસોના ટાઢ તડકા વેઠ્યા....પાદરી સાહેબ, તમને સ્વપ્નમાંએ ખ્યાલ આવ્યો હોત કે ભપકાથી ને ઠંડેરામાં કેમ રહેવાય છે, દુનિયામાં કેવી કેવી બાજીઓ ગોઠવાય છે ને રમતો રમાય છે, પાપમાં પણ કેવો આનંદ લેવાય છે, 'મોટા' કેમ થવાય છે; અને જીવન કેમ માણાય છે; તો, આ તમારી વાતચીત ઉપર તમને પણ હસવું જરૂર આવત. હા, હા, હા, હા, હા, હા....પણ માફ કરજો; કેમકે આ "આબરૂદાર" ઘરમાં બાર વરસમાં એકકે વાર કોઇ હસ્યું નહિ હોય. આ ઘરમાં હસવું એ તો કોઇ સમજતું જ નથી, કેમ સમજે છે કોઇ, હેં?

**પાદરી**: ના, એ અમારૂં કમનસીબ.

**માગડા**: કમનસીબ કહો છો....એ તમારો અંતરનો બોલ છે! પણ એ વસ્તુસ્થાત તમને **ગમે** છે, કે નહિ?

**પાદરી**: અમારામાંથી ઘણા હસી શકતા જ નથી, બાનુ.

**માગડા**: અને હસી શકે છે, તેમને મન એ પાપ છે. પણ, ચાલો, **તમે** તો હસી શકો છો, તો તમે કેમ હસતા નથી? અને, આમ એરંડીયું પીધા જેવી સૂરત લઇને કેમ ફર્યા કરો છો?...હું ધારૂં છું તમારે ઘેર નાનીસરખી નાર, અને અડધો ડઝન ભટુલીઆં ઘુમતાં હશેઃ એ નાનકડી નાર બિચારી સવારે ને સાંજે તમારો રોટલો

ટીપતી હશે ને તમારાં ફાટેલાં મોજાં પાટલૂન સાંધતી હશે! એ જ તમારા પાદરીઓનું જીવન..

**પાદરી :** બાનુ, અત્યાર સુધી હું એકાકી જ છું.

**માગડા :** ઓહો ને!

( બન્ને જણ ચુપ રહે છે )–

મારા શબ્દોથી તમને બહુ દુઃખ થયું ખરૂં ?

**પાદરી :** એ વાતને જવા દો, બાનુ, એ તો ભૂલાઇ પણ ગઇ.

**માગડા :** ( પોતાનો ગાઉન શરિર ઉપરથી પડવા દે છે. ) અને આપની નોકરીમાંથી આપને પૂરતો સંતોષ મળે છે ?

**પાદરી :** ઇશ્વરની કૃપાથી...મળે છે, ખરો. અને જો માણસ રસપૂર્વક પોતાની નોકરી ધંધો કરે તો પછી જીવન એકલું પણ થઇ જતું નથી.–**મારૂં** જીવન એવું નથી. અલબત્ત એથી પોતાના વ્યક્તિગત મોજ શોખને લાગણીઓ માણી શકાય નહિ–એ જ તમારૂં કહેવું છે ને? પણ બીજું યે એક છે: હું લોકોના હૃદય જોઈ શકું છું, અને એ હૃદયમાં એવા તો ઘા મને પડેલા દેખાય છે કે પૂરેપૂરા ને સંપૂર્ણ સુખી કોઇથી થવાય જ નહિ.

**માગડા :** આપ તો કોઇ અસાધારણ પુરૂષ છો....પણ આપે જે કહ્યું તેમ મારે નથી. અને હું તો માનું છું કે આપ એક પ્રકારનો ડોળ કરો છો. કદાચ મારી ધારણા ખોટીયે હરે.

**પાદરી :** બાનુ, જતા પે'લા એક પ્રશ્ન પૂછવાની રજા આપશો ?

**માગડા :** ભલે !

**પાદરી :** આપને અહિં આપને ઘેર આવ્યે ૧ કલાક થયો– તેટલો વખત હું આપની વાટ જોતો ત્યાં બેઠો હતો.

**માગડા :** મારી વાટ ? અને તમે જોઇ ? ક્યાં ?

**પાદરી :** તમારી રૂમની આગળ, ચાલીમાં !

**માગડા :** ત્યા કેમ ? મારૂં શું કામ હતુ, તમારે ?

**પાદરી :** મારૂં ત્યાં જવું નકામું ગયું, કેમકે તમે તો અહિં આવી પહોચ્યાં.

**માગડા :** એટલે કે તમે મને અહિં બોલાવડાવી: તમે જ કે જેને એક વખત મેં એવા...અથવા, જો કોઇને આ ઘરથી મને દૂર રાખવામાં સ્વાર્થ હોય તો તે તમને જ છે. છતાં તમે જ મને......

**પાદરી :** બસ, કોઈ પણ માણસ જે કાંઇ કરે છે તે સ્વાર્થની જ દૃષ્ટિથી કરે છે, એમ જ ગણવાની તમને ટેવ છે કે શું ?

**માગડા :** હા, એમ જ. અને શા માટે નહિ ? હું પોતે પણ એમ જ વર્તું છું.—પણ, એમ કેમ ન હોય કે...પણ એમ માનવાનું કારણ હજુ મને મળ્યું નથી. ( જરા આવેશમાં ) એમ હોઇ શકે જ નહિ; એ તો બાળકોની વાતો, મોટેરાંએ જોડી કાઢેલી. હશે, જેમ હોય તેમ ભલે હોય. પણ આજે તમારી આગળ હું કબુલ કરૂં છું કે, ૧૨ વરસ ઉપર જ્યારે તમે—એને શું કો' છો તમે ?—એક "આબરૂદાર" લગ્નની માગણી કરેલી, તેના કરતાં આજે મને બહુ બહુ સારા લાગો છો, હા.

**પાદરી :** હં.

**માગડા .** હં, શું ? એટલું એ હસીને બોલાતું કે જવાબ આપી શકાતો નથી ?...આમ ઘુવડ જેવું મોઢું કયેમ રાખ્યું છું...હું ધ્રુજુ છું. હું ગભરાઉ છું...શું કે' છે ? એને. Je ne trouve pas le mot.+

**પાદરી :** માફ કરજો, બાનુ સાહબા, પણ પેલા પ્રશ્નની રજા છે ?

**માગડા :** ઓ મારા બાપ ! આ ભલા માણસને જાણવું છે શું ? આ હું તમને રમાડું છું, તે પણ તમે જોઇ શકતા નથી ?. એક પુરૂષની જીવનદોરી—પછી ટકાવનાર કે મારનાર—થવું, એ તો અમ સ્ત્રીઓને ગમે...એને સારૂ અમારે તમ પુરૂષોનો આભાર જ માન્યે છૂટકો. પણ હું તો, તમે જુઓ છો ને, સંગીત શીખવામાં પડી. પણ હશે, પુછો, પુછો, જે પુછવું હોય તે.

**પાદરી :** તમે શા માટે આ ઘેર આવ્યાં છો ?

**માગડા :** ઓ...હો !

**પાદરી :** ઘર સાભર્યું'તું ?

+ એને વાસ્તે મને શબ્દ જ નથી જડતો.

**માગડા:** ના...હશે, તો જરાક...સ્હેજ અમસ્થું...લ્યો ત્યારે સાંભળો, બધું યે કહીશ તમને. હું મિલાન* માં રહેતી'તી, ત્યાં મને, તમારા આ ઉત્સવમાં ભાગ લેવાનું આમંત્રણ મળ્યું. શા માટે મને અહિં બોલાવી એ માન આપ્યું, એ તો ભગવાન જાણે. પણ તે વખતે મારા મનમાં અનેક લાગણીઓ જન્મી. થોડી જીજ્ઞાસા, થોડી બીક, થોડું દુઃખ, થોડી દિલગીરિ, થોડી બેપરવાઇ. તે વખતે મારો જીવ મને કહે છે: "જા, તારે વતન જા, કોઇ ઓળખે નહિ એમ જા. ત્યાં જઇને બાપિકા ઘર આગળ ઉભજે, સંધ્યાકાળના ભાંખળા અજવાળામાં જઇને ઉભજે, એ જ તારૂં બાપિકું ઘર, કે જ્યાં ૧૭ વરસ ઉપર તને વાંક પડતાં શિક્ષા થતી. ત્યાં ઉભી ઉભી, તારી કીર્તિને સંભારી રાજી થજે. અને કોઈ તને ઓળખી કાઢે તો તેને કહેજે કે તમારી સાંકડી નીતિ રાખ્યા વગરે મોટા અને જાણીતા થઇ શકાય છે."

**પાદરી:** એ...મ. ત્યારે, થોડો 'ફ્રાટ'+ પણ ખરો !

**માગડા:** હા, ત્યાં હતી ત્યારે; શરૂઆતમાં ખરો. કબુલ છે. પણ અહિં આવતાં રસ્તામાં, એક જાતનું દર્દ કો'. દુઃખ કો', પણ કાંઇક અહીંઆં—હૃદયમાં—થયું: એવું જ દર્દ પે'લાં એક દા'ડો મેં લેસન નો'તું કર્યું તે દા'ડે થયું હતું......પછી જ્યારે હોટલને આંગણે એવી—ડોઇચ હોટલ, બીજી કોઈ નહિં,—કે જ્યાં મોટા મોટા અમલદારો, અને ગાનારીઓ આવીને ઉતરે છે; તે વખતે, ઉમરો ઓળંગતાં, હું નાની હતી ને આટલી પ્રખ્યાત નો'તી થઇ, ત્યારે જેટલી બીક એ હોટલને જોઇને લાગતી, એટલી ફરીથી લાગી...અને હું એક પળ ભરતો ભૂલી ગઇ કે હું પણ એક મોટી ને પ્રખ્યાત ગાનારી હવે થઇ છું...તે દિવસથી રોજ સંધ્યાકાળે આ ઘર આગળ છાનીમાની લપાતી છૂપાતી આવું છું: આવું છું તો ખરી, પણ તુટતા હૃદયે, હિંમત હારેલી, અને આવ્યા પછી રડવા જેવી થઈ જાઉં છું.

**પાદરી:** છતાંએ, આ ઘરમાં રહેવું નથી?

* ઇટાલીનું એક શહેર, કે જ્યાં રહીને માગડાએ સંગીતનો અભ્યાસ કર્યો હતો.

+Defiance.

**માગડાઃ** મારે જવું જ જોઇએ !

**પાદરીઃ** પણ...

**માગડાઃ** પૂછશો જ ના. **મારે જવું જ જોઇએ.**

**પાદરીઃ** કોઇએ તમારા સ્વમાનને દુઃખ કર્યું છે ? ક્ષમાનો કે એવો કોઇ શબ્દ, અકસ્માત કોઇથી બોલાઈ ગયો છે ?

**માગડાઃ** એટલું વળી બાકી રાખ્યું છે....પણ કેમ નહિ ?... હા પણ એ બુઢ્ઢીને કોણ ગણકારે છે ?

**પાદરીઃ** એવું તો બહાર શું છે કે, માત્ર એક જ કલાક રહિને ઘરની બહાર તમારે જવું જ જોઇએ ?

**માગડાઃ** લ્યો ત્યારે તમને તો કહું. આ ઘરમાં પગ મુકયો ત્યારથી જ મને જણાયું કે બાપની સત્તા વળી પાછી મારા ઉપર ત્રાપ મારવાને તૈયારી કરી રહી છેઃ અને એ ધુંસરી, કે જે મારી ડોકમાં નાંખવાની તૈયારી થઇ રહી છે, તેમાંથી મારે છટકવું જ પડશે.

**પાદરીઃ** કોણ કહે છે ? એ ધુંસરી ને એ સત્તા ને એ બધું છે જ ક્યાં ? તમને તો એવાં સ્વપ્નાંબપનાં આવતાં હશે ! આ ઘરમાં તો, ગયલી દીકરીને વધાવવાને અને છાતી સરસી ચાંપવા બારણા ખૂલ્લાં જ મુકાયાં છે. બીજું કાંઇ જ નથી.

**માગડાઃ** માફ કરો, એવું કાંઈ જ નથી. વનવાસી રામના જેવો પાઠ મારે ભજવવો નથી. જો દીકરી જ થઇને આવી હોત, ગયલી દીકરી તરીકે પાછી આવી હોત, તો તો આમ ગુમાનથી માથું ઉંચુ રાખીને ન ઉભી રે'તઃ તો તો જરૂર મારા પાપનો પસ્તાવો કરીને તમારા બધાના પગે પડવા મારૂં માથું ઝુકાવત. (વધતા જતા આવેશથી) પણ એમ હું કરવા માગતી નથી...એમ કરી શકું જ નહિ. (ગર્વથી) હું તે હું જ છું માટે, અને હું મારી જાતને ભૂલી શકું તેમ નથી માટે. (દુઃખથી) એટલે જ મારે ઘર નથી, એટલે જ હું આંહિથી જાઉં છું, એટલે જ.....

**પ્રવેશ ૧૦મો**

પાત્રો ઉપરનાં જ, **ફ્રાઉ શ્વાર્ત્ઝે**, (પાછળથી) **મેરી**.

**પાદરી :** બસ કરો, અરે પરમેશ્વરની ખાતર, બસ કરો.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : માફ કરજે પાદરી બુવા, હું તો ફક્ત વાળુને વાસ્તે જ પુછવા આવી'તી. ( માગડા તરફ આજીજી પૂર્વક જોઇ રહે છે. માગડા તો, મોંને બે હાથ વડે ઢાંકી દઇને જ ના પાડે છે, અને પછી નીચે બેસે છે ). પણ આજે તો સારૂં સારૂં ખાવાનું બન વ્યું છે ! તમે જાણો છો ને પાદરી સાહેબ, કે એમનાં પત્તાં રમનારા ભાઈબંધો જમવા આવવાના હતા. તારે જવું હોય તો જજે, માગડા, પણ તારા બાપના ઘરનો કકડો બચકો ખાઇને.

**પાદરી** : ફ્રાઉ શ્વાર્ત્ઝે, એને હમણાં તમે કશું જ કે'શો નહિ.

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : ત્યારે હું વચ્ચે પડતી આવી ખરૂં ? હું તો એમ સમજતી'તી...

**પાદરી** : પછી, મોડાં આવજો.

**મેરી** : ( અધખોલા બારણામાંથી ડોકીયું કરીને ) રહેવાની છે ?

[ માગડા મેરીનો ઘાંટો સાંભળીને કંપે છે, પણ બેસી જ રહે છે ]

**ફ્રાઉ શ્વાર્ત્ઝે** : ચુપ ( બન્ને જાય છે).

## પ્રવેશ ૧૨ મો

### પાત્રો : પાદરી અને માગડા.

**પાદરી** : શું ત્યારે તમારે ઘર નથી, એમ ? તમે સાંભળ્યું ને ? ફ્રાઉ શ્વાર્ત્ઝેએ શું કહ્યું ? એ બિચારી, કકડો બચકોએ પણ સારૂં સારૂં કરીને તમને રાખવા માગે છે ને આજીજી કરે છે. પેલી નાની છોકરી–મેરીને પણ પૂછતાં સાંભળીને ? એનો ઘાંટો કેવો બીકનો માર્યો તરડાતો'તો; તમે તો જોયું નહિ, પણ એની આંખમાં આંસુએ આવ્યાં'તાં, કે રખેને હું તમને રાખવામાં ફાવ્યો ન હઉં ! એ બધાંયને મારામાં બહુ વિશ્વાસ છે; એ લોક તો એમ જ માને છે, કે હું બે વેણ કહું એટલે થઈ જ ચુકયું. પણ એ બિચારાં ને ક્યાં ખબર છે, કે અહિં તો હું તમારી આગળ નિરૂપાય જ ઉભો છું. આમ જુઓ –પેએલા બારણાની પાછળ ત્રણ જણાં તમારા વ્હાલના માર્યાં, ગભરાતાં બેઠાં છે. જે પળે તમે આ ઘરનો ઉમરો ઓળંગ્યો, તે જ પળે એમના જીવના કકડા તમે કર્યા, એમ જ માનજો...અને તેમ છતાં તમે તો એમ જ કહ્યા કરો છો " મારે ઘર છે જ નહિ !"

**માગડા :** કદાચ હોય, તો એ આ ઘરમાં નહિ.

**પાદરી :** કબૂલ–તો એ, અહિંથી જવું તમને ઘટતું નથી. ફક્ત બે દિવસ રહી જાઓ. કાંઈ નહિ તો એ બિચારાંને એટલું એ જણાય કે, નહિ તમે આ ઘરના–આ કુટુંબનાં હજી છો. એટલું તો એમની ખાતર તમે કરી શકો.

**માગડા** ( દુઃખી થઇને ) આ ઘરના કોઈની ખાતર કાંઈ પણ કરવાનું મારે રહ્યું નથી.

**પાદરી :** નથી રહ્યું ? ખરેખાત નહિ ? તો તો એક વાત મારે તમને કહેવી પડશે, સાંભળો....૧૨ વરસ ઉપરની એ વાત છે. એક દિવસે મને આ ઘરમાં એકદમ ઉતાવળો બોલાવવામાં આવ્યો'તો, કેમકે તમારા બાપુ મરવાની અણીપર હતા. હું આવી પહોંચ્યો ત્યારે એ તો ટાઢા ટમ ને અક્કડ થઇને પડ્યા'તા.–ચ્હેરો ધોળો પૂણી જેવો અને ફરી ગયો હતો.–એક આંખ ફુટી ગઇ હતી, બીજીમાં જરા સરખો જીવ દેખાતો હતો. એમને બોલવું ઘણુંએ હતું, પણ એમના હોઠ માત્ર ફફડતા, અને બહુ બહુ તો બ બ બ કરી શકતા.

**માગડા :** ઓ મારા બાપ ! શું થયું'તું તે ?

**પાદરી :** બરાબર, શું થયું હશે ? એ પણ હું તમને કહું છું: થોડીવાર ઉપર જ તેમને એક કાગળ મળ્યો હતો, અને એ કાગળ તેમની મોટી દીકરીનો હતો, જેમાં એના ઘર છોડીને નાસી ગયાના સમાચાર હતા.

**માગડા :** ઓ રે !

**પાદરી :** એમને એમ બહુ દિવસ સુધી રહ્યું, પણ વળી એ લકવાનું દરદ મટયું. માત્ર જમણા હાથનો ધ્રુજારો હજી સુધી એની નિશાની તરીકે રહી ગયો છે. એ તો તમે પણ અત્યારે જોયું'તું.

**માગડા :** એ થયું તે મારે લીધે.

**પાદરી :** અરે એટલેથી જ બસ હોય તો તો જાણે ઠીક, બાનુ ...પણ હું તમને આજે ક્યારનો બાનુ કહ્યા કરૂં છું, તે ક્ષમા કરજો. ...મારે મુખે એ શબ્દ અજાણે જ નીકળી ગયો.

**માગડા :** મને જેમ બોલાવવી હોય તેમ બોલાવજો: પણ આપડી વાત આગળ ચલાવો.

**કેલર :** અરે વાહ એ શું બોલ્યા ? બિલ્કુલ મિત્રાચારીનો. એમાં પૂછવાપણું જ હોય નહિ.

[ બન્ને ચુપ રહે છે ].

**સ્વા :** ( કપાળે હાથ દે છે, પછી કેલર તરફ તાકીને જોઇ રહે છે, પણ તરતજ ઊંડા વિચારમાં ગરકાવ થઈ જાય છે. ) હેં ? ત્યારે... ખરેખર ? હેં ખરેખર ?...એમ હોય હેં ?...(ઉભો થાય છે; અને કેલરની પાસે જઇને, પોતાની જાતને કાબુમાં રાખવાનો પ્રયત્ન કરતો ) કેલર સાહેબ, આપણે આજકાલ એવો વખત આવ્યો છે કે જ્યારે ચમત્કારનો જમાનો હવે રહ્યો નથી. પણ જાણે હું તો ઘયડો થયો છું...ખરે ખૂબ જ ઘયડો. એટલે મારા વિચારને જેટલા કાબુમાં રાખવા ઘટે તેટલા હું રાખી શકતો નથી. ખાસ કરીને એક વિચાર અચાનક મારા મગજમાં ધુસી ગયો છે તે ત્યાંથી ખસતો જ નથી. આજે મારા ઘરમાં બધાને ખુશાલી થાય છે, તેમાં હું એક નજીવી બાબતની ખાતર ડખલ કરવા માંગતો નથી. પણ મારા જેવા એક ઘયડા માણસને શાંત કરવા હું તમને આજીજી કરૂં છું. મને તમે વચન આપો કે... ...

**કેલર :** ( ખડો થઇ જાય છે ) માફ કરજો, પણ આતો તમે મારી પરીક્ષા લેતા હો એવું લાગે છે.

**સ્વા :** ત્યારે તમે જાણો છો કે શેને માટે હું તમને...

**કેલર :** માફ કરો, હું કાંઇ જાણતો નથી, અને જાણવું યે નથી. હું તો ફક્ત અમસ્થો જ આપના સંબંધી તરીકે મળવા જ આવ્યો હતો...અને તમે મને વળગી પડો છો,...તો સાહેબ મારે આપને કહેવું પડશે કે એમ મને વળગી પડશો નહિ. ( પોતાની ' હેટ ' હાથમાં ઝાલે છે ).

**સ્વા :** ડૉ. કેલર, મારા મે'રબાન, આમ નામુક્કર જવાનો શો અર્થ થાય, એ જાણો છો ?

**કેલર :** માફ કરો, પણ તમારે કાંઈ પણ જાણવું જ હોય તો તમારી નામાંકીત દીકરીને જ પૂછી લેવું. એ તમને બરાબર કહેશે

કે શું...શું...પણ હમણાં તો મને રજા જ આપવાની કૃપા કરો અને મારૂં ઠામ ઠેકાણું તો આપનાથી અજાણ્યું નથી જ, એટલે જો કદી... કદી...હું ઘણો દીલગીર છું કે આ પ્રસંગ બન્યો, પણ, લેફ્ટેનન્ટ સાહેબ, હવે હું ત્યારે જઈશ જ. ( જાય છે. )

**પ્રવેશ ૧૫ મો.**

પાત્રો: **શ્વાર્ત્ઝે**, પાછળથી **મેરી.**

**શ્વા :** ( એક પળ વિચારમગ્ન બેસી રહે છે, અને પછી એક મોટી ત્રાડ પાડે છે ) માગડા!

**મેરી :** (દુ:ખથી અંદર દોડતી આવે છે) ઓ પ્રભુ ! શું છે, બાપુ ?

**શ્વા :** ( તેને છાતીમાં અકળામણ થાય છે ) માગડા, માગડાને એકદમ અહિં મોકલ.

**મેરી :** ( બારણા ભણી જાય છે, અને ઉઘાડીને બહાર જુએ છે ) એ જાતે જ આવે છે, બાપુ, આ દાદરો ઉતરે છે.

**શ્વા :** ઠીક ! ( અકળામણ ચાલુ છે, છતાં ઉભો થાય છે )

**મેરી :** ( હાથ જોડીને ) બાપુ, એને કાંઈ કહેશો મા.

( માગડા દાદરો ઉતરતી દેખાય છે; અને તરતજ અંદર પ્રવેશ કરે છે. તેના હાથમાં પોતાની 'હેટ' છે અને તેણીએ મુસાફરીના કપડાં પહેર્યાં છે; તેનો ચ્હેરો ફિક્કો પડી ગયો છે, છતાં મનને કાબુમાં રાખી રહી છે ).

**માગડા :** બાપુ મને ધાંટો પાડતા મેં તમને સાંભળ્યા'તા.

**શ્વા :** મારે,...ત...ત...તારી સાથે...ક...કંઇ વાત ક... ક...કરવી છે.

**માગડા :** અને મારે યે તમને કંઇ કહેવું છે !

**શ્વા :** ચાલ ત્યારે મ...મ...મારા ખંડમાં.

**માગડા :** ચાલો, બાપુ. ( તેણી ડાબી તરફના બારણા ભણી જાય છે. શ્વાર્ત્ઝે તેની પાછળ જાય છે. મેરી, જમવાના ઓરડાના ઉમરા ઉપર ગભરાયલી લપાઈને ઉભી રહી છે, અને કંપી ઉઠે છે; શ્વાર્ત્ઝેનું ધ્યાન તેના તરફ ખેંચાતું નથી ).

**પડદો.**

# અંક ૪ થો

## પ્રવેશ ૧ લો.

સ્થળ: ૩ જા અંકનું.

**પાત્રો: ફ્રાઉ શ્વાર્ત્ઝે, અને મેરી.**

**ફ્રા. શ્વા :** ( બહાર જવાનાં કપડાં પહેરીને આવે છે; અને ડાબી તરફનાં બારણા આગળ ઉભી રહીને ઠોકે છે ) **લી**ઓપોલ્ડ !— ઓ મારી મા, મારામાં અંદર જવાની હિંમત જ નથી ને.

**મેરી :** અરે ના બા, જોજે જતી ! બાપુને તેં જોયા હોત તો !

**ફ્રા. શ્વા :** અને તું કહે છે તેમ અડધા કલાકથી એ બે જણાં અંદર ભરાયાં છે ?

**મેરી :** હા, એટલો વખત થયો હશે !

**ફ્રા. શ્વા :** જો, સાંભળ, આ માગડા બોલે છે. ( કાન માંડે છે, અને તરત જ ચીસ પાડે છે ) ઓરે મારી મા, એ કેવા બિચારીને વઢે છે ! મેરી, જા તો બેટા, જરા બગીચામાં જા; આપડા પાદરી બુવા, મંડપમાં બેઠા છે, એમને જઈને બધું કહે અને એવું કહેજે કે વકીલ સાહેબ અહિ આવ્યા'તા, તે ગયા ને તમને અંદર બોલાવે છે.

**મેરી :** જાઉં છું, બા. ( મુખ્ય બારણા તરફ ઉતાવળી જાય છે )

**ફ્રા. શ્વા :** ( પાછી બોલાવે છે ) અને આમ જો, મેરી; પેલી **થી**રીઝાએ કાંઇ સાંભળ્યું તો નથી ને ? નહિ તો એ તો વાત લઇને આખા ગામમાં ફરે એવી છે !

**મેરી :** નારે, બા; મેં એને અહિંથી કાઢી જ મુકી'તીને !

**ફ્રા. શ્વા :** તો તો બહુ સારૂ, બહુ સારૂ.

[ મેરી જાય છે. ]

**ફ્રા. શ્વા :** ( ફરી બારણું ઠોકે છે. ) **લી**ઓપોલ્ડ !—અરે સાંભળો છો કે ?—( અંદર તેનાં પગલાં સાંભળીને પાછી પડે છે ) અરે પ્રભુ, એ તો અહિં જ આવે છે ને !

## પ્રવેશ ૨ જો.

**પાત્રો: ફ્રા. શ્વાર્ત્ઝે, શ્વાર્ત્ઝે,** અને પાછળથી **મેરી.**

[ **શ્વાર્ત્ઝે** લથડીઆં ખાતો અંદરથી બ્હાર આવે છે, અને અતિશય દુ:ખી ચ્હેરે ઉભો રહે છે. ]

**ફ્રા. શ્વા :** લીઓપોલ્ડ, આમ કેમ થઇ ગયાં છો ?

**શ્વા :** ( એક ખૂરશીમાં અડબડીયું ખાઇને પડે છે )–હા, હા, એમજ...બિચારા ફૂલની પણ એજ દશા થાય છે......ખીલ્યું કે માળીની કાતર લાગી જ છે ને......અને કોણ એ ઘા રૂઝવે છે... કોણ...હેં ?

**ફ્રા. શ્વા :** હાય, મગજ ભમી તો નથી ગયું !

**શ્વા :** નારે ના, મારૂં મગજ ભમી નથી ગયું. હું સારી પેઠે જાણું છું...કે શું...હું જાણું છું.

[ **મા**ગડા ડાબી તરફના બારણાંમાં ઉભી છે ]

**ફ્રા. શ્વા :** ( તેના તરફ જોઇને ) એમને તેં શું કર્યું તે ?

**શ્વા :** હા, શું કર્યું તેં ? બોલ, શું કર્યું ?–આ મારી દિકરી છે, એને દીકરી કે'વી કે શું ?

**માગડા :** ( નમ્રતાથી, આજીજીપૂર્વક ) બાપુ, જે બની ગયું છે તે જાણ્યા પછી, તમારે મને ઘરની બહાર કાઢી મૂકવી, એજ વ્યાજબી તમને નથી લાગતું ? આ ઘરને પાછું પવિત્ર કરવું હોય તો તો મારો ત્યાગ કર્યેજ છૂટકો.

**શ્વા :** એમ છે, હેં ? તું અહિંથી જવા જ માગે છે ? અને પછી બધું હતું તેમનું તેમ જઇ જશે ? અને ત્યારે અહિંનું શું ? અમે અહિંઆ ? તે અમારૂં શું થશે ?–અરે પ્રભુ, હું તો મરવા સૂતો જ છું, મરીશ, પણ આ તારી મા, અને તારી બેનનું શું ?

**માગડા :** મેરીને તો જોયતો સ્વામિ મળી ગયો છે.

**શ્વા :** તારા જેવીની બેનને તે વળી કોઇ પરણતું હશે ? છટ, છટ, છટ. અરેરે એનો વિચાર સરખો યે ન કરવો.

**માગડા :** ( નિ:શ્વાસ નાખીને સ્વગત ) ઓ મારા પ્રભુ, ઓ પરમેશ્વર બાપ !

શ્વા. : ( પોતાની સ્ત્રીને ) જો, હવે એને સમજાય છે કે પોતે કેવું કામ કર્યું છે.

સ્ત્રી. શ્વા. : હા, એ......

માગડા : ( પ્રેમાળ હૃદયથી પણ કંઇક સ્વાભિમાનપૂર્વક ) મારા, વૃદ્ધ રાંક બાપુ, જે બની ચુક્યું છે તેને હું કોઇ પણ રીતે ફેરવી શકું તેમ નથી, હું......મેરીને મારી અડધી મિલ્કત આપીશ... અને જે દુઃખ આજે તમને મેં આપ્યું છે તેનો બદલો હઝારગણો વાળીને હું આપીશ. પણ, હું તમને હાથ જોડીને કહું છું,...હવે... મને...મારે...મ...મ...મારે રસ્તે જવા દ્યો.

શ્વા. : એમ ?

માગડા : ત્યારે મારી પાસેથી બીજું શું જોઇએ છીએ, તમારે ? તમને એવું તે મેં શું કર્યું છે ? ગઇ કાલે આ વખતે તમને ખબર સરખી યે નો'તી કે હું જીવું છું કે મરી ગઈ છું, અને આજે ...તમારી બુદ્ધિએ ચાલું, અને તમારાજ વિચારે વિચારૂં, એ તો, બાપુ, અશક્ય છે. તમને જોઇને મને દુઃખ થાય છે. બાપજી, આ ઘર જોઇને પણ હું દુઃખ પામું છું...અરે હું હતી તેવી રહિ નથી. મને મારી પોતાની જાતમાંયે શ્રદ્ધા નથી,......( અતિદુઃખને લીધે સહન ન થઇ શકવાથી ) હવે એ દુઃખ મારાથી ખમાતું નથી.

શ્વા. : ( અર્ધ છેલછા ભર્યો ) હા, હા, હા, હા, હા.

માગડા : તમારી આગળ પગે પડી જવાનું મન તો ઘણુંયે થાય છે, હોં બાપુ; અને, આ કાયામાં તમારૂંજ લોહી ફરે છે, એટલે તમને જે બનાવથી દુઃખ આજે થયું છે, તેને વાસ્તે હું ઘણીજ દીલગીર છું....પણ જે પ્રકારનું જીવન મારે વાસ્તે મેં ઘડી રાખ્યું છે, તે પણ મારે જીવવું જોઇએ. એ મારો ધર્મ છે...મારા પોતાના પ્રત્યે અને...... પેલા પ્રત્યે !...જે, જે બાપુ, જાઉં છું.

શ્વા. : ( તેણીને જતાં અટકાવે છે ) અહિંથી ક્યાં જઇશ ?

માગડા : મને જવા દ્યો, બાપુ.

શ્વા. : જતાં પહેલાં તો હું તારી ગળચી...( તેનું ગળું પકડે છે )

સ્ત્રી. શ્વા. : લીઓપોલ્ડ !

## પ્રવેશ ૩ જો.

**પાત્રો** ઉપરનાંજ, અને **પાદરી.**

[ **પાદરી** આવતાં વેંતજ એક ભયની બૂમ પાડીને બન્નેને છૂટાં પાડે છે, **માગડા** પોતાનું ગળું છૂટયા પછી, આસ્તે કદમ જાય છે, પણ દૃષ્ટિ પાદરીના ઉપર રાખે છે. જતાં જતાં, ડાબી તરફના 'સોફા' ઉપર લથડીઉં ખાઇને પડે છે, અને આખાયે પ્રવેશ દરમિયાન તે સ્થિતિમાંજ તેણી પડી રહે છે ]

**પાદરી** : અરે પરમાત્મા !

**શ્વા.** : હા, હા, હા, મારા પાદરી દાદા......જોયુંને, કેવું સરસ કુટુંબ સુખ ! પે......એલીને જોઇ તેં ? જો, **બરાબર જો...** એણે મારૂં નામ બોળ્યું ! હવે રસ્તા ઉપરનો ભિખારીયે મારા સામી આંગળી કરશે ! અને એ મારી છોકરી થાય, મારી **છો—ક—રી.**

**પાદરી** : આ સ્થળે થોડીવાર ઉપર જે કાંઈ બન્યુ હોય, તે હું જાણુતો નથી, અને જાણુવા માગતોયે નથી. તો એ...તોએ, અહિંઆં કંઇક કરવા જેવું છે એટલું તો મ......

**શ્વા.** : કરવા જેવું ? હા, બરાબર. કરવા જેવું તો ઘણુંયે છે, અહિંઆં. અને મારે પોતાનેયે ઘણું કરવાનું છે. તો પછી, શા માટે, અલ્યા **શ્વાર્ત્ઝે**, તું અહિંઆં બેસી રહ્યો છું ? શરમ છે......શરમ છે, તને. અને પેલ્લોએ મને આવીને એવું કહી શકે ! " તું શું કરી શકવાનો છો ? તારો હાથ તો ધ્રૂજે છે, એવાની જોડે કોણુ લઢે ? "[૧] પણ એનેય હું બતાવી દઉં છું, બતાવી. કયાં છે મારી ટોપી ?

**શ્રી. શ્વા.** : કયાં જાઓ છો તમે ? ( **માગડા** ઉભી **થાય છે** ).

**શ્વા.** : મારી ટોપી !

**શ્રી. શ્વા.** : ( ટોપી અને લાકડી લાવી આપીને ) આ, રહી.

**શ્વા.** : બસ !—( માગડા તરફ ) પરમેશ્વરને તો તું ઓળખતી

૧. યુરોપમાં પ્હેલાના વખતમાં બે જણ વચ્ચે તકરાર થાય ત્યારે દ્વંદ્વયુદ્ધ કરવાનો જે રિવાજ હતો તે શ્વાર્ત્ઝેને યાદ આવે છે.

નથી, પણ એ પરમેશ્વરનો ઉપકાર માન કે તારા બાપને આજલગી જીવતો રાખ્યો છે કે જે તને તારી આબરૂ પાછી લાવી આપશે.

**માગડા** : બાપુ, એવું ન કરો; એને લાયક હું નથી. ( નીચે ઘુંટણીએ પડી, શ્વાર્ત્ઝનો હાથ ચુમે છે. )

**શ્વા.** : ( નીચો વળી તેણીના માથા ઉપર આંસુ ઢાળે છે ) મારી રાંકડી દીકરી ! ( પછી બારણા તરફ જાય છે. )

**માગડા** : બાપુ ! ( શ્વાર્ત્ઝ ઉતાવળો ચાલ્યો જાય છે ).

**ફ્રા. શ્વા.** : બેન. ગમે તેમ થાય, પણ આપણે સ્ત્રીઓએ તો એક બીજાને વળગી રહ્યેજ છૂટકો !

**માગડા** : માડી, તારો ઉપકાર—આ દુઃખ તો કાલ ચાલ્યું જશે. ( બેસે છે. )

**પાદરી** : ઓગસ્ટા બેન, એરી દુઃખની મારી ત્યાં જ ઉભી રહી છે. એ બાપડીને જરા સાંત્વન આપો તો સારૂ.

**ફ્રા. શ્વા.** : એનું નશીબજ ફુટી ગયું ત્યાં હું એને શું સાંત્વન આપું ?

[ માગડા દુઃખની મારી ઉભી થઇ જાય છે ]

**ફ્રા. શ્વા.** : અરે રે, પાદરી જુવા, શું થવા બેઠું છે !

[ જાય છે ]

[ થોડીવાર ચુપકીદી ફેલાય છે ]

**માગડા** : અરે હાય, હું તો હવે હારી ગઈ છું.

**પાદરી** : ફ્રાઉલાઇન માગડા ![1]

**માગડા** : ( ગણગણે છે ) એ કાતીલ લાલચોળ આંખ્યો, હું જ્યાં જઇશ ત્યાં, મારી સામે ને સામે આવવાની.

**પાદરી** : ફ્રાઉલાઇન માગડા ![1]

**માગડા** : તમે તો મને ધિક્કારો જ છો, કેમ ખરૂં ને ?

**પાદરી** : ધિક્કારનો તો મેં ક્યારનો યે ત્યાગ કરી દીધો છે આપણે બધાંયે ઓછાં વત્તાં પાપી છીએ જ.

૧ જુઓ અં. ૧. પ્ર. ૮ મા ની ફુટનોટ.

**માગડા :** ( કટાક્ષથી હસીને ) ખરા, ખરા, આપણે પાપી ખરા ......પણ હું તો હવે હારી ગઇ છું......મારૂં માથું યે દુઃખવા આવ્યું. મારૂં જીવન મારા મગજ ઉપર એક ભારરૂપ થઇ ગયું છે. આ મારા વૃદ્ધ બાપુ અહિંયાંથી હમણાં ગયા; મારી ખાતર એતો મરવાને પણ તૈયાર છે....પોતાના વ્હાલ માત્રથીજ મારાં પાપને ધોવાનું કરતા હોત તો કેવું સારૂં, પણ...અરે. આ નથી સહેવાતું હવે !

**પાદરી :** ક્રાઉલાઇન માગડા, હમણાંજ આ ઘરમાં શું બની ગયું તે હું સમજું છું; અને એક મિત્ર તરીકે તમને બે શબ્દ કે'વાનો હક તમે મને આપ્યો છે—જો કે મિત્ર કરતાં યે હું વધારે છું. તો તમને મારે કહેવું જોઇએ કે, તમારા જેટલો જ મારો ગુન્હો છે.

**માગડા :** અરે, આ યે વળી કયાંથી સંડોવાયો ?

**પાદરી :** તમારા બાપિકા ઘરમાં, શાંતિ અને આનંદને પાછાં લાવવાં એ તમારી ફરજ છે, એવું તમને લાગે છે ખરૂં ?

**માગડા :** ( દર્દ ભર્યા અવાજે ) દુઃખને જાણો છો, છતાંયે આવો સવાલ કરો છો ?

**પાદરી :** મને તો એવું દીસે છે કે તમારા પિતા પેલા વકીલ પાસેથી જાણવા ગયા છે કે કોઇપણ રીતના સલાહ સંપથી આનો અંત લાવવાને એ તૈયાર છે કે નહિ.

**માગડા :** હા, હા, હા, હા. કેવો ઉદાર જીવડો !—પણ એમાં મારે શી લેવા દેવા ?

**પાદરી :** તમારી સાગે લગ્ન કરવાની એ જો માગણી કરે તો ના નહિ પાડો ને ?

**માગડા :** શું બોલ્યા ? હેં ? એટલે કે...એટલે કે...એ પર પુરૂષ જેને વાસ્તે હું શરમાઈ શરમાઇને મરી જાઉં, એવાને હું...હું...

**પાદરી :** બેન, માગડા; પ્રત્યેક મનુષ્યને જીવનમાં એક પળ તો એવી આવે છે કે જયારે તેની હણાયલી જીંદગીના ટુકડાને એકઠા કરી ભવિષ્યમાં એક નવીજ જીંદગી રચવાની તક મળે છે. મને પોતાને એવી એક પળ મળી'તી, ત્યારે હું એ જ્ઞાન પામ્યો. આજે તમારો વારો આવ્યો છે.

**માગડા :** મારે એમ નથી કરવું, ના **નથીજ** કરવું.

**પાદરી :** તમને એમ કરવાની ફરજ પડશે.

**માગડા :** ત્યાર પ્હેલાં તો મારા પુત્રને લઈને હું દરિયામાં જઇને ડુબી મરીશ.

**પાદરી :** ( શરીરને કંપતું અટકાવવાનો મિથ્યા પ્રયત્ન કરે છે; થોડી ચુપકીદી બાદ, પણ ખોખરા અવાજે ) ખરેખર એજ એકલો રસ્તો છે....અને તમારી પાછળ...તમારા બાપુ પણ એમજ કરશે.

**માગડા :** દયા કરો, પાદરી બુવા, તમે કહો તે કરવા તૈયાર છું, મારા ઉપર તમારૂં આટલું જોર શાથી ચાલે છે, એ હું સમજી શકતી નથી. અરે, ભાઈલા, એક વખતે મારે વાસ્તે તને જે લાગણી હતી, તેનો છાંટો સરખોયે, અત્યારે તારા હૃદયમાં હોય; અરે, જુવાનીને સારૂ જરાયે માન જો તારામાં હોય, તો મારો ભોગ આ રીતે અપાવવા દઈશ મા.

**પાદરી :** તમારો એકલાનો જ ભોગ હું આપતો નથી, હોં બેન.

**માગડા :** ( તેનો મર્મ સમજતી હોય તેમ ) ઓ મારા પ્રભુ !

**પાદરી :** એ–ભોગ–શિવાય બીજો રસ્તો છે જ નહિ; મને પોતાને તો નથી દેખાતો. એમ નહિ કરો તો તમારા બાપુ એક કલાક પણ વધારે જીવવાના નહિ એ ચોક્કસ કરીને માનજો...પછી તમારી કમનસીબ...ન...ન...નાની બેનનું જે થાય તે......બેન આ તો કેવું થયું ? જાણે કે તમે તમારે પોતાને હાથે જ આ ઘરને દીવાસળી ચાંપી. એ ઘર તમારૂં છે, એ રખે ભૂલી જાઓ.

**માગડા :** હું એમ નહિ કરૂં, બસ નહિ; નહિ, નહિ ને નહિ જ.—અને આ ઘર મારૂં કયાંથી ? મારૂં ઘર તો મારો બાબુડો જ્યાં હોય **ત્યાં,** બીજે નહિ.

**પાદરી :** એ યે ઠીક સંભાર્યું, તમે.—તમારો બાબુ મોટો થશે, પણ બાપના છત્ર વગર, કોઇ એને પૂછશે કે અલ્યા તારો બાપ કોણ છે ? એટલે એ આવશે તમારી પાસે, પૂછવા : " બા, મારા બાપ કોણ છે ? " તો તમે એને શો જવાબ દેશો ?—

અને વળી, બેન, જાણતાં નહિ હો. પણ સાંભળો છો તો કહું છું : શરૂઆતમાં જે માણસનું દીલ પોતાના કબજામાં ન રહ્યું તેને હર હમેશાં આડે રસ્તે જવાની લાલચ આવ્યા જ કરશે.

**માગડા** : ખોટું, બિલ્કુલ ખોટું, તમારો એકકે બોલ સાચો નથી. અને હોય તો યે.........મારૂં યે દીલ છે; મારે યે મારૂં પોતાનું જીવન વીતાડવાનું હોય ! મારી પોતાની જાતની ખાતર જ હું જન્મી છું કે બીજા કોઇની ખાતર ?

**પાદરી** : ( કડક બનીને ) નહિ, તમારી પોતાની ખાતર નહિ, કોઇ પોતાના એકલાની ખાતર જન્મ લેતું જ નથી. પણ તમારે તમારી મરજીમાં આવે એમજ કરવું હોય તો એક વાર કરી જુઓ ! બાપ, બેન, બચ્ચાંના સુખનું સત્યાનાશ વાળો, અને પછી જોઇ જુઓ કે તમારી પોતાની જાતની ખાતર જીવવાની તમારામાં તાકાત છે કે નહિ !

( માગડા ઉપરાઉપરી ડુસકાં લેતી, બન્ને હાથ વડે પોતાનો ચ્હેરો સંતાડે છે. પાદરી તેની પાસે જઇને તેના માથા ઉપર સમભાવથી પોતાનો હાથ ફેરવે છે. ]

**પાદરી** : મારી હતભાગ્ય બેન !

**માગડા** : ( પાદરીનો હાથ આવેશમાં આવી જઇને પકડી લે છે ) એક જ સવાલનો જવાબ આપો !—મારી ખાતર તમે તમારા સુખનો ભોગ આપેલો છે; તો બોલો, મારા સબંધી જેટલું જાણો છો અને જેટલું નથી જાણતા, તે બધું ધ્યાનમાં રાખીને મને કહો કે એવા ભોગને લાયક છું ખરી ?

**પાદરી** : ( જાણે કોઇ હૃદયનો ભેદ ન ખોલતો હોય તેમ, અચકાતો અચકાતો ) માગડા બેન, મેં તમને ક્યારનું યે કહ્યું છે ને......તમારા જેટલો જ હું ગુન્હેગાર છું.

**માગડા** : ( થોડી વાર વિચાર કર્યા પછી ) જાઓ, ત્યારે, તમે કહો છો તે પ્રમાણે હું કરીશ.

**પાદરી** : મોટો ઉપકાર થયો, હો બેન !

માગડા : આવજો, ત્યારે.

પાદરી : હા, બેન, રજા લઉં છું.

[ પાદરી જાય છે. અને ઉઘાડા બારણામાંથી આપણને તે મેરીને કંઇ કહીને અંદર મોકલતો દેખાય છે. આ બાજુ, મેરીના અંદર આવતાં સુધી, માગડા હાથમાં ચ્હેરો સંતાડીને ઉભી જ રહે છે. ]

મેરી : શું કામ છે મારૂં, બેન ?

માગડા : પાદરી બુવા કેણી તરપા ગયા ?

મેરી : આપણા બગીચામાં, બા પણ એમની સાથે ગઈ છે.

માગડા : ઠી...ક. બાપુ મને ખોળતા આવે તો ( માથા વતી ડાબી તરફનો ખંડ બતાવે છે ) હું ત્યાં તેમની જ વાટ જોતી બેઠી છું, એમ કહેજે. ( જવા માંડે છે ).

મેરી : બેન...મ...મ...મારે સારૂ એકકે બોલ નથી, તારી પાસે !

માગડા : કેમ નહિ, મારી મીઠડી ! તું આમ બીએ છે શું કરવા ? ( તેની પાસે જઇ, માગડા મેરીના કપાળ ઉપર ચુમે છે ) હવે સૌ સારા વાનાં થશે.........( તન અને મનનો થાક લાગેલો તે બહાર દેખાડતી હોય તેમ ) સૌ......સારાં......વાનાં ......થશે !

[ માગડા ડાબી તરફ જાય છે. . મેરી, જમવાના ખંડમાં જાય છે. ]

### પ્રવેશ ૩ જો.

**પાત્રો : શ્વાર્ત્ઝે અને પાછળથી માક્સ.**

[ **શ્વાર્ત્ઝે** ( એકલો ) ખૂણામાં પડેલી બંદુક તથા પીસ્તુલની પેટીને આગળ લાવે છે અને સીસોટી વગાડતો વગાડતો, તેને ઉઘાડી માહેથી એક પીસ્તુલ કાઢી, તેનો ઘોડો બરાબર છે કે નહિ તે તપાસી જુએ છે. પછી સામી ભીંતે તાકે છે, તે વખતે તેનો લકવાવાળો હાથ ધ્રુજતો બરાબર સ્પષ્ટ દેખાય છે એટલે ચીડાઈને એ જ

હાથ ઉપર એક ધપ્પો મારે છે. હાથ નીચો પડે છે. શ્વાર્ત્ઝે ઊંડા વિચારમાં ડુબી જાય છે. તેવે **માકસ** પ્રવેશે છે. ]

**શ્વા.** : ( પાછું જોયા વગર ) કોણ છે એ ?

**માકસ** : કોઇ નહિ માસાજી !

**શ્વા.** : તું છે, **માકસ**; આવ, ત્યારે તો.

**મા.** : માસાજી, **મેરીએ** મને કહ્યું કે...પણ આ શું ? આ પિસ્તુલો અહિં કયાંથી ?

**શ્વા.** : આહા ! એ પિસ્તુલો તો અદ્દ્ભુત છે !...અફ્લાતૂન છે ! છોકરા, એ જ પિસ્તુલ વતી ૨૦ કદમ......ના, ના, ૧૫ કદમ દૂર મૂકેલા લાલના એક્કાને મેં વીંધી નાખ્યો છે......પણ ચાલ, દીકરા, આપણે હવે બગીચામાં જવું જ જોઇએ...પણ...... ( તેનો લકવાવાળો હાથ હજીએ ધ્રુજે છે, અને તેનો ચ્હેરો શારીરિક દુઃખથી રોવા જેવો થઇ જાય છે ) પણ...પણ, આ મને કયાં છોડે છે ? !

**માકસ** : ( તેના તરફ ઉતાવળો ઉતાવળો જાય છે ) માસાજી, શું થાય છે ? ( બન્ને જણા ભેટે છે, અને થોડી વાર સુધી તે જ સ્થિતિમાં ઉભા રહે છે. )

**શ્વા.** : થયું, દીકરા, થયું. હવે મટી ગયું !—મટી ગયું !

**મા.** : માસાજી, તમારી જગ્યા હવે હું લઉં એમ છે. તમારો જે કોઇ દુશ્મન હોય તે મને બતાવો, અને જોઈ લ્યો, મારી પિસ્તુલ તેના ઉપર ચલાવું છું કે નહિ. મારો એટલો તો હક છે, ખરૂં ને ?

**શ્વા.** : તારો હક્ક શેનો ? શી રીતે ? મારા કલંકિત થયલા કુટુંબમાં તું આવવા માગે છે, હેં અલ્યા છોકરા ?

**મા.** : જી !

**શ્વા.** : એમ હોય તો...પણ પછી તારી લશ્કરની નોકરીનું ? તારો લશ્કરી કોટ ને હથીઆર-ફથીઆર ખીટીંએ લટકાવી દેવાં છે

અને લ્હેરી લાલા થઇને ફરવું છે કે શું ? ચાલ, ત્યારે ! ચાલ મારી જોડે, એકાદ જુગારખાનું ખોલીએ, કે પછી જમીન ને ખેતરોની દલાલી કરીશું ? થોડું વીમાનું એ ખરૂં, કોઇની એજન્સી પણ લેવી, કેમ ખરૂં ને ? તું તારી મેળે શિકારને જાળમાં ફસાવજે, અને હું, છે તે, એને વધેરીશ. હા, હા, હા, હા. નહિ, નહિ દોસ, તારી મરજી હોય તો યે મારી તો નથી. આ ઘર અને આ કુટું-બની અંદર જે છે તે બધું ય જવા બેઠું છે, જાય છે. તો પછી તારે એની સાથે શીદ લેવાદેવા રાખવી જોઇએ ? તું તારી મેળે તારે પોતાને રસ્તે ચાલતો થા.

**મા.** : માસાજી, આપના તરફથી હુકમ........

**શ્વા.** : ચુપ ! ( બારણા તરફ આંગળી કરે છે ) હમણાં નહિ. ભવિષ્યમાં તારો ખપ પડશે; આવું કામ હાથ ધરીએ ત્યારે સૌને પોતાના મિત્રોનો ખપ પડે...જરૂર પડે. પણ, હમણાં નહિ. એ મહેરબાનને ઘેર હું ગયો'તો...પણ એ તો ઘેર જ નો'તા. પણ એ જો એમ ધારતો હોય કે મારા હાથમાંથી છટકી ગયો છે તો એ મોટી ભૂલ કરે છે !......બીજી વાર જો એ એને ઘેર ન મળ્યો. એટલે તારૂં કામ પડવાનું. ત્યાં લગણ તું ધીરજ રાખજે, સા...રી પેઠે ધીરજ રાખજે.

**થીરીઝા** : ( પાછલે બારણેથી આવીને )—સરકારી વકીલ, ફોન કેલર સાહેબ પધાર્યા છે !

[ **શ્વાર્ત્ઝે** કંપી ઉઠે છે ].

**મા.** : વળી એ કયાંથી ! હવે......!

**શ્વા.** : મોકલ અંદર !

[ **થીરીઝા** જાય છે ]

**મા.** : ( પોતાના માસાને ટેકો આપવા જાય છે ) જી !

[ **શ્વાર્ત્ઝે** હાથ વતી તે લેવાની ના પાડે છે, અને તેને બહાર જવાનું કહે છે. માકસ જાય છે. ]

## પ્રવેશ ૪ થો.

**પાત્રો ; શ્વાર્ત્ઝે અને કેલર.**

[ ઉમરામાં જ **માકસ** અને **કેલર** સામસામા અથડાય છે. **કેલર** હસીને તેના સામું જુએ છે, પણ **માકસ** ગંભીર અને ઉદાસ ચ્હેરે કશો જવાબ આપ્યા વગર જ બહાર જાય છે ]

**કેલર** : મારા મુરબ્બી, આપને મારે ઘેર ફેરો પડયો તેને સારૂ હું ઘણો જ દીલગીર છું. જ્યારે હું કલબમાંથી બપોરે ઘેર પાછો આવ્યો—એટલે કે બપોરે હું રોજે કલબમાં હોઉં છું—ત્યારે મારા ટેબલ ઉપર તમારૂં ' કાર્ડ ' પડેલું જોયું. અને તેના ઉપર જ આપે લખેલું કે આપડે બેને બહુ જ અગત્યની અને ખાનગી વાત કરવાની છે. એ વાંચતાની સાથે જ હું અહિં દોડયો—ખરેખાત દોડયો, હો, સાહેબ !

**શ્વા.** : વકીલ સાહેબ, આ ઘરમાં આપને પેસવાનો હક છે કે નહિ, એનો નિશ્ચય હજી હું કરી શકયો નથી. પણ આપે કહ્યું કે અહિંઆ દોડતા આપ આવ્યા છો, એટલે થાક ખાવાને આપ પેલી ખુરસી ઉપર બેસો જરા.

**કેલર** : ઘણો જ ઉપકાર થયો ! ( જે ટેબલ ઉપર પીસ્તુલોની પેટી ઉઘાડેલી પડી છે તેની પાસે ખુરસી ઉપર બેસે છે. પણ તરત જ તેની નજર તેના ઉપર પડવાથી ચમકે છે. **શ્વાર્ત્ઝેના** તરફ ગભરાતો ગભરાતો જોઈ રહે છે, અને પોતાના મન સંગાથે વિચાર કરીને ખુંખારે છે ) અહં. અહં.

**શ્વા.** : કેમ, બીજું કાંઈ આપની પાસે મને કહેવા જેવું નથી ?

**કેલર** : માત્ર એક જ સવાલ : આપની પુત્રીએ, અમારે બેને વાતચીત થયા બાદ, મારા વિષે આપને કાંઇએ કહ્યું છે ?

**શ્વા.** : વકીલ સાહેબ, મને કહેવા જેવું આપની પાસે કાંઇ જ નથી ?

**કેલર** : અરે હા, છે; ઘણું, ઘણું છે, કહેવા જેવું તો. દાખલા તરીકે, આપની આગળ મારી એક ઇચ્છા, મારી એક વિનંતિ રજુ કરવામાં હું મારી જાતને ઘણી જ ભાગ્યશાળી માનું છું, પણ હું એ નથી સમજી શકતો કે......પણ મને આનો જવાબ આપોને. આપની પુત્રીએ મારા વિષે આપને કાંઈ પણ સારી બાબત કહી છે ?

**શ્વા.** : ( ખડો થઇને ) મહેરબાન સાહેબ, તમે મને કહો કે આમાં તમારે શું કહેવાનું છે, અને તમારી તરફ મારે કેમ વર્તવું ?

**કેલર** : એ...મ. હવે...મને...સમજણ...પડી. ( જાણે ભાષણ કરતો હોય તેમ ) લેફ્ટેનન્ટ કર્નલ સાહેબ, આપની આગળ ઉભેલ આ સરકારી વકીલ એક એવો માણસ છે કે જે જીવન તરફ ગંભીરતાની દૃષ્ટિથી જુએ છે......અને જો કે પોતાની જુવાનીના દિવસોમાં......( **શ્વાર્ત્ઝે**ની આંખ રાતીચોળ થયલી જોઇને ) માફ કરજો, પણ મારે કહેવું જોઇએ કે આજ સવારના પ્હોરમાંજ મેં એક અતિ પવિત્ર અને—એમ કહેવામાં જરાએ હરકત નથી—બહુજ આનંદદાયક નિશ્ચય કરી રાખ્યો છે. લેફ્ટેનન્ટ સાહેબ, લાંબી લાંબી વાતો મને નથી આવડતી, પણ એક આબરૂદાર પુરૂષ બીજા આબરૂદાર પુરૂષની પાસે કેમ વાત કાઢે ? તેમ હું પણ એકદમ સીધો મારી વાતના વિષય ઉપર આવું છું: એટલે કે ટુંકામાં કહું તો આપની પુત્રી શ્રીમતિ માગડા **શ્વાર્ત્ઝે**ના હાથની માગણી હું અત્યારે આપની પાસે કરવાને આવ્યો છું.

( **શ્વાર્ત્ઝે** આ બધો વખત શાંત હાલ્યાચાલ્યા વગર બેસી રહે છે: પણ તેની છાતી ધમણની માફક ચાલે છે, તેની આંખોમાં આંસુ ડોકીઆં કરી રહ્યાં છે જેને તે ખાળવાનો મિથ્યા પ્રયત્ન કરે છે. ]

**કેલર** : માફ કરજો સાહેબ, પણ આપે મને જવાબ ન આપ્યો; એટલે હું આપની પુત્રીને વાસ્તે નલાયક તો નથી ના ?

**શ્વા.** : ( કેલરનો હાથ પકડવા પોતાનો હાથ લાંબો કરીને ) ના...ના...બિલ્કુલ નહિ. મારા જેવા ઘરડા માણસને તેના છેલ્લા દિવસોમાં આવું સુખ...પણ મારા આ આંસુ તરફ ધ્યાન ન આપશો.

**કેલર** : ( ખુંખારે છે ) અહં. અહં.

**શ્વા.** : ( ઉભો થઇને, પીસ્તુલોની પેટીનું ઢાંકણું બંધ કરે છે ) મારા જુવાન મિત્ર, લાવ તારો હાથ, મિલાવ મારી સાથે. તેં મને દુઃખી તો બહુજ કર્યો,......બહુજ દુઃખી કર્યો છે; પણ એનો બદલો એ પાછો તરતજ અને માણુસાઈથી તેં વાળી આપ્યો. લાવ તારો બીજો યે હાથ...એમ...એમ...કેમ વળી હજી કહેવાનું બાકી છે તારે ? હા, હું સમજ્યો, તમારે બન્નેને ઘણું ઘણું કહેવાનું હશે, સ્તો... કેમ ખરૂં ને ?

**કેલર** : જી, આપની રજા હોય તો !

**શ્વા.** : ( પાછલુ બારણું ઉઘાડીને બ્હાર કોઈની સાથે કંઇ વાત કરે છે. પછી ડાબી તરફનું બારણું ઉઘાડીને ) **માગડા** !

**માગડા** : અંદરથી બ્હાર નીકળીને ) શું છે બાપુ ?

**શ્વા** : માગડા, આ સદ્‌ગૃહસ્થે તારા હાથની......( બન્નેને સામસામાં ઉભેલાં જોઇ, તેનો ચ્હેરો જરા કડક થાય છે. બન્નેના ઉપર વારા ફરતી નજર ફેંકે છે )

**માગડા** : બાપુ !

**શ્વા**—કાંઈ નહિ. એ તો બધું ઠીક જ થઈ ગયું હવે ! પણ બહુ લાંબી ન કરશો, હોં. ( **માગડા** તરફ ) બધું ઠીક જ થઈ ગયું છે, હોં ! ( જાય છે. )

### પ્રવેશ ૫ મો

**પાત્રો : કેલર અને માગડા**

**કેલર** : અરે પ્રિય માગડા, આવું કોઇએ સ્વપ્નેય ધાર્યું હશે, હેં ?

**માગડા** : એટલે કે આપણે બન્ને પરણુવાના.

**કે** : પણ તમારે એવો વ્હેમ બિલ્કુલ ખાવો ન જોઇએ કે મારા તરફથી જાણી જોઈને ને હેતુપૂર્વક અથવા મારી કોઇ ગફલતથી આ પ્રકારની ગોઠવણ કરવામાં આવી છે. અલબત, એ ગોઠવણુ મને પોતાને તો ગમે જ છે, તોયે......

**મા** : હું એવી મતલબનું બોલી નથી.

કે : અને બોલવાનું કારણ પણ નથી.

મા : નથી જ.

કે : પણ સૌથી પ્હેલું તો મારે તમને એ કે'વાનું છે, કે મારા હૃદયના ઊંડાણમાં તો હંમેશાં એવી ઇચ્છા રહ્યા જ કરતી હતી કે ઇશ્વર કરે અને આપણે બેને ભેગાં રહેવાનું થાય!

મા : ત્યારે, તમારા હૃદયમાં મારા વાસ્તેનો પ્રેમ હજી કાયમ છે ખરો ?

કે—'હા' કહું છું તો અતિશયોક્તિ થાય છે, અને મારા જેવા સદ્‌ગૃહસ્થને અતિશયોક્તિ છાજે નહિ...પ...પ...પણ આજે સવારમાં જ મેં એક પવિત્ર અને આનંદદાયક નિશ્ચય કરી નાંખ્યો છે.

મા : માફ કરજો, પણ તમને એક સવાલ પુછવો છે: એ પવિત્ર અને આનંદકારી નિશ્ચય તમે ગમે તે સંજોગોમાં પણ કરત ખરા? એટલે કે હું ગરીબ અને બેઆબરૂ થઇને પાછી ઘેર આવી હોત તો યે?

કે : પ્રિય આગડા, હું, તમે કદાચ ધારતાં હશો, તેવો લોભી, કે પ્હેરામણીનો ભૂખ્યો નથી. પણ મારી જાત તરફ મારી શી ફરજો છે એ પણ મારે ભૂલવી ન જોઇએ. તું ગરીબ બેઆબરૂ થઇને ઘેર પાછી આવી હોત તો, સમાજની દૃષ્ટિથી, આપણા પૂર્વેના સંબંધને લગ્નની પવિત્ર ગ્રંથિ દ્વારા પાછો જાગ્રત કરવાનો સંભવ જ ન રહેત.

મા : ત્યારે તો દસ દસ વરસ એકલી અને ચોરી છૂપીથી વૈતરૂં કરીને આટલાં માન અને કીર્તિ રળી છું, તેને સારૂ મારે મારી જાતને જ ભાગ્યશાળી ગણવી રહિ.

કે : હું નથી ધારતો કે હું તેની કદર કરી શકીશ! પણ મને એ તમારૂં કહેવું જરા પેલું લાગે છે, જરા કટાક્ષવાળું. એટલે હું ધારૂં છું કે...કે...

મા : કે મને એ શોભતું નથી.

કે : (ના પાડતો હોય તેમ) અરે!

મા : માફ કરજો; પણ રાંક તાબેદાર બૈરીનો ભાગ હજી સુધી

મેં ભજવ્યો નથી, મારે વાસ્તે તો એ નવો જ છે. તેથી આપણે હવે ભવિષ્ય સંબંધી જ વાતો કરીએ ! ( પોતે બેસે છે ને કેલરને બેસ-વાની ખુરશી બતાવે છે )...એટલે આપણા **બન્નેના** ભવિષ્યની, એ કેવુંક આવશે, તમે શું માનો છો ?

કે : જુઓ ત્યારે, પ્રિય માગડા, મારી ભવિષ્યની આવી આવી મોટી ધારણાઓ છે. આ કંગાલ ગામડામાં ભરાઈ રહેવું એ મારી શક્તિને અન્યાય કરવા જેવું છે, અને ખાસ કરીને હવે, જ્યારે તમારા જેવી પત્નીને તેની અપૂર્વ શક્તિઓને યોગ્ય ક્ષેત્ર ખોળી આપવું એ મારી ફરજ સમજું છું, ત્યારે અહિં આ ખૂણામાં કેમ ગોંધાઇ રહે-વાય મારાથી ? પણ અલબત્ત થીએટરની નોકરી હવે તમે છોડી દેવાનાં, કેમ ખરૂં ને ?

મા : ' અલબત છોડી દેવાની ' કેમ ?

કે : હું ભુલ્યો, માફ કરજો : પણ તમે મારા સંજોગો હજી બરાબર જાણતા નથી......તમે થીએટરની નોકરી કરો તે મારી કારકીર્દીમાં એક આડખીલીરૂપ થાય...એટલે... મારૂં ભવિષ્ય બગડે પણ ખરૂં કદાચ.

મા : તેથી શું ?

કે : આ તમારા શબ્દો અંતરના છે ? મારા જેવો આબરૂદાર મહેનતુ અને ખંતીલો માણસ, જેની નજર આગળ તેની ભવિષ્યની કારકીર્દીની મોટી મોટી આશાઓ ખડી છે, તેણે પોતાની જીંદગી અને આશાઓનો ત્યાગ કરવો, અને તે માત્ર એની સ્ત્રીની સાથે રખડ–તેની સ્ત્રીની કમાઇ ખાવા ખાતર ? એમ કરીને તમે મારી પાસે કરાવવા શું માગો છો ? તમારા તબલા મારે બજાવવા કે તમારા ખેલની ટીકીટો વેચવી ? પણ, મારા પરમ મિત્ર, સાંભળો, એ રીતે તો મારી પોતાની અને મારી પદવીની કિંમત તમે પૂરેપૂરી કરી નથી. પણ ફિકર નહિ. તમને પરતાવો નહિ થવા દઉં. આજદીન સુધી જે માન અકરામ તમને મળ્યાં છે તેની હું ભારે કિંમત આંકું છું...પ...પણ (વિવેકથી) **गृहिणी गृहस्य भूषणं।** એ સૂત્રાનુસાર

સ્ત્રીઓને જો કીર્ત્તિ અને માન......ની જ અભિલાષા હોય તો તે પોતાના ગૃહની શોભા વધારીને જ મેળવી શકે છે.

મા : ( સ્વગત ) ઓ મારા બાપ ! હું તો મૂર્ખાઈ જ કરવા બેઠી છું, એમ લાગે છે.

કે : શું કહ્યું આપે ? ( માગડા જવાબમાં માથું હલાવે છે ) અને વળી સ્ત્રી એટલે કે આ જમાનાની આદર્શ સ્ત્રી તો તે જ કહેવાય કે જે પોતાના પતિની મિત્ર અને વફાદાર તથા વ્હાલસોઇ મદદગાર હોય, હું તો ક્યારનોએ મન સંગાથે બોલી રહ્યો છું : કે તમે તમારા ઉચ્ચ વ્યક્તિત્વ, તમારી સુંદર કુદરતી બક્ષીસો વડે કરીને મારા દુશ્મનોનાં પણ દીલ જીતી લેશો, અને મારા મિત્રોની મૈત્રી વધારે ગાઢ બનાવશો. ઉપરાંત, મેં મારી જાતને એમ કહ્યું કે આપણે પૂર ઠાઠ ને ભભકાથી રહીશું. અને આપણા પરા પૂર્વની સુંદર અને શ્રેષ્ટ રીતિ નીતિ જેને વ્હાલી હોય તેવાઓનું તો વિરામ સ્થાન જ આપણું ઘર થઇ પડશે.

મા : પણ, મારા મિત્ર, જે આપણા બાળકની ખાતર જ આપણે લગ્નથી જોડાઇએ છીએ તે તો એ " સુંદર અને શ્રેષ્ટ ' નીતિરીતિને લીધે આપણા ઘરમાં આવી પણ નહિ શકે !

કે : અરે...હા,...બા...ળ...ક...તમને જરા બાળક વિના રહેવું અઘરૂં લાગશે. પણ એ બાળકની હયાતી આપણા બે શિવાય ત્રીજો કોઇ ન જાણે એ રીતે જ આપણે રહેવાનું છે.

મા : ( વિહ્‌વલ બને છે, અને પ્હેલાં તો કેલરના શબ્દો માની શકતી નથી. ) શું ? શું કહ્યું તમે ?

કે : એને સાથે રાખીએ તો બધી બાજુથી આપણો વિનાશ જ થાય. એને ઘરમાં રાખવાનો ખ્યાલ સરખોયે કરવો એ મૂર્ખતા છે પ...પ...પણ દર વર્ષે, એકાદ દિવસ એને જ્યાં રાખીને ઉછેરવાનો છે, ત્ય આપણે બન્ને જઈ આવીશું. ત્યાં, આપણને કોઇ ઓળખશે યે નહિ... અને એમાં થઇએ શું ગયું ?...પછી જ્યારે આપણા વળતાં પાણી થાય ને વૃદ્ધ થઇશું ત્યારે...પછી જોઇ લેવાશે...( હસીને ) કેમ, એર

નથી થતું ? તે વખતે કોઇ દૂરનો સગો છે એમ કરીને એને આપણે દત્તક લઇ લઇશું: બરાબર છે ના ?

મા : ( કારમું હસે છે, હાથથી હાથ દબાવી–ઘસીને સામે ભીંત તરફ એકકી ટસે જોઇ રહે છે ) મારો પોપટડો ! મારો બાબુડો ! મારો રાં...ક બાબુડો !......તું...તું......હા, હા, હા, હા, હા, હા......
( પાછલું બારણું ઉઘાડી કેલરને ) નીકળ, એકદમ નીકળ બ્હાર !

પ્રવેશ ૬ ઠો.

પાત્રો ઉપરનાં જ, અને શ્વાર્ત્ઝ

શ્વા : કેમ, શું...?

મા : બાપુ, આવો, મને બચાવો, આ માણસથી મને બચાવો, એના પંઝામાંથી મને છોડાવો !

શ્વા : કેમ એમ ?

મા : મેં તો, તમે જે માગતા'તા તે બધુંય કર્યું. જુઠું યે બોલી, અને મારી જાતને કચરાવા યે દીધી. કસાઇને ત્યાં ગાયની માફક મેં મારી જાતને લઇ જવા તૈયાર થઇ...પણ મારો બાબુ...એને હું કોઇને હાથ સરખોયે અડકાડવા નહિ દઉં. એની ( આંગળી કરીને બતાવે છે ) કારકીર્દીમાં વાંધો ન આવે માટે મારા બાબુને હું તજી દઉં, એમ ? હાય ! (આરામ ખુરશી ઉપર પછાડ ખાઇને પડે છે.)

શ્વા : કેલર સાહેબ, મને જરા આપ......

કે : હું પણ બહુ જ દુઃખી થઇ ગયો છું, સાહેબ. પણ આ ઉપરથી એમ જણાય છે કે અમારા બન્નેના સુખની ખાતર હું જે મર્યાદા મૂકવા માગું છું, તે એમને પસંદ પડી નહિ......

શ્વા : મારી દીકરીની સ્થિતિ અત્યારે એવી છે કે એ સંબંધે વધારે વિચાર થઇ શકે નહિ...અને વકીલ સાહેબ, જે કાંઇ અત્યારે બન્યું હોય તેને સારૂ આપની હું માફી ચાહું છું. હું આપને મળીશ, આપને ત્યાં, અને માગડાની હા લઇને જ હું આવીશ. મારૂં આપને વચન છે, એક આબરૂદાર ગૃહસ્થનું વચન છે !

( માગડાનું ચમકવું; ઉભી થવા જાય છે. )

કે : આપે ફરીથી વિચાર ક...

શ્વા : ( કેલરને પોતાના હાથ આપીને ) બહુ ઉપકાર થયો વકીલ સાહેબ,

કે : જી, મેં તો મારી ફરજ જ બજાવી છે, બીજું કાંઇ નહિ

(નમન કરીને વિદાય થાય છે. )

મા : હાશ, હવે મને કંઈ શાતા વળી ! ( શ્વાર્ત્ઝે તેના તર એક પળ વાર જોઇ રહે છે, પછી બોલ્યા ચાલ્યા વગર બધા બારણ્ વાસી દે છે ). બાપુ, એમ મને અહિંઆં કેદ કરશો એટલે હું વધાં કહ્યાગરી થઇશ, એમ તમે ધારો છો ?

શ્વા : બસ, હવે હું છું ને તું છો. અને અહિંઆ ઉપલ્ય શિવાય બીજું કોઇ આપણને જોનાર નથી. એ તો સદાય જુચે છે...તું આમ તેમ આંટા શું કરવા મારે છે ? બેટા; આપણે અત્યાં બેસીને વાતો કરવાની છે.

મા : ઠીઇક ! ( બેસે છે ) આ ઘર અને મારી વચ્ચેનો હિસાબ હું ધારૂં છું કે અત્યારે ચોખ્ખો થઇ જશે.

શ્વા : સૌથી પ્હેલાં તો તું મને કહે કે આ ઘડીએ હું સંપૂર્ણ શાંત છું ? બિલ્કુલ શાંત ?

મા : હા, બાપુ.

શ્વા : સંપૂર્ણ શાંત, ખરૂં ને ?–અત્યારે આ હાથે માળો ધ્ર જતો નથી.–હં, હવે, બેન, જે થઇ ગયું તે થઇ ગયું. તું જાણે છે ને કે હમણાં જ તારા વરને મેં......

મા : મારો વર !!...બાપુ ?!

શ્વા : હા, તારા વરને મેં વચન આપ્યું. અને એ વચન પળ વું જ જોઇએ.

મા : અને એ તમારી શક્તિની બહારની વાત છે તેનું કેમ !

શ્વા : તો આ દેહ પડવાનો, પડયે જ છૂટકો...માણસથી એવી સ્થિતિમાં જીવાય જ કેમ ?......તું એક લશ્કરી અમલદારની દીકરી છે, એ ભૂલતી તો નથીને, બેટા ?

મા : ( બાપની દયા ખાઇને ) હે પ્રભુ !

શ્વા : પણ હું મરૂં તે પ્હેલ મારા ઘરનાંને મારે ઠેકાણે પાડવાં જોઇએ, ખરૂં કે નહિ ?...દરેક માણસ જગતમાં કંઈ ને કંઈ વસ્તુને પવિત્ર ગણે છે, તો તારે વાસ્તે, પવિત્રમાં પવિત્ર એવું શું છે, બોલ ?

મા : સંગીત !

શ્વા : એ બસ નથી, એના કરતાંયે વધારે પવિત્ર કશું હોય તો તે મારે જોઇએ.

મા : મારો બાળુ.

શ્વા : ઠીક, તારો બાળુ, તારો બાળુ, કેમ ? એ તને બહુ વા'લો છે, હેં ? ( માગડા હા ભણે છે ) અને એને જોવાને તું બહુ ઇન્તેજાર છે ? ( માગડા વળી હા કહે છે ) અ...અ...અને ધાર કે એ તારા બાળુના માથે તારો હાથ મુકીને ( શ્વાર્ત્ઝે પોતે પોતાનો હાથ જાણે કોઇના માથા ઉપર મુકતો હોય નહિ, એમ કરી દેખાડે છે ) તેં સોગંદ ખાધા હોય; તો એ સોગંદને તું જૂઠા પાડે ખરી ? ( માગડા ના ભણે છે, અને સ્હેજ હસે છે ) તો ઠીક; હવે ( ઉભો થઇને ) તું એ જ રીતે સોગંદ ખાઈ ને બોલ કે તારા બાળુના બાપની જ પવિત્ર વૈયર થઈ ને તું રહીશ, નહિ તો...નહિ તો...આપણે બે આ ખંડમાંથી જીવતાં બ્હાર જવાનાં નથી. ( બાદ, પોતાની ખુરશી ઉપર પાછો પડી જાય છે. )

મા : ( થોડી વાર ચુપ રહીને ) મારા રાંક બાપજી ! તમે શા માટે આમ હાથે કરીને જાતને દુઃખી કરો છો ?–અને, બારણાં બંધ કરીને બેઠા છો એટલે હું છાનીમાની તમને મારી નાંખવા કે મરવા દઇશ, હેં ? અને એવું તમે માંગો યે ખરા ?

શ્વા : એ હમણાં જ તને જણાશે !

મા : ( વધતા જતા દુઃખની મારી ) પણ તમે મને કરવા શું માગો છો ? મારી પાછળ આમ શા માટે પડયા છો, એ કે'શો ? અને હવે હું તમને સાફ સાફ કહી નાખું છું, તમારે ને મારે શી લેવા કે દેવા છે ?

શ્વા : હમણાં જ તને જણાશે !

મા : તમારી કે બીજા કોઇની રજા વગર, મેં, મને ફાવ્યું તેમ, મારી જાતને સોંપી દીધી, એને વાસ્તે તમે મને ઠપકો દ્યો છો. પણ એમાં શું ? અને તે વખતે મારૂં કોણ હતું ? હું તો તે વખતે કુટુંબ-વિહોણી હતી. તમે જ મને અટુલી કરી, તરછોડી'તીઃ તમે જ મને મારો રોટલો સરખો યે કમાવાની ફરજ પાડી, એટલા જ માટે કે મેં જે ગાવાનો ધંધો પસંદ કર્યો, તે તમને પસંદ ન આવ્યો. તો પછી મેં કોને દગો દીધો કે ગુન્હો કર્યો ? મેરીને પેઠે હું ય જો આ ઘરમાં જ રહી હોત, અને એની પેઠે જ કશામાંય ન ગણાતી હોત, તો તમે તો આમ મારી ઉપર હુકમ બજાવો તે બરાબર કહેવાય. એ બીચારી એકડા વગરના મીડાં જેવી છે, બાપનું ઘર મુકી જે ધણિના ઘરમાં ફેંકશો ત્યાં એ જશે, કેમ જે આ ઘરનું લુણ એણે ખાધું છે, આ ઘરના વિચારો અને ચારિત્ર્ય એને મળ્યાં છે, માટે. પણ મારામાં એવું ક્યાં છે કશું એ ? એના જેવીઓના જીવનમાં એક ભૂલ થાય એટલે થઈ ચુક્યુંઃ આબરૂ, વિવેક શક્તિ, સ્વમાન બધુય ચાલ્યું જાય. પણ મારા જેવીને શું ? મને તો તમે ઘરના કૂતરાની માફક ભૂખને તરસ વેઠવાને હાંકી મૂકી. મારે કોઇનો આશરો ન રહ્યો, મારો રોટલો મારે જ રળવાનો રહ્યોઃ તો પછી, જ્યારે મારા રોટલાની ચિંતા તમને ન થઈ ત્યારે મારા પ્રેમની મારી આબરૂની ને મારા સુખની શા માટે તમને ચિંતા હોય ? મેં મારી સમજણ ને આવડત પ્રમાણે એ પ્રેમ ને એ સુખ મેળવી લીધાં તેમાં તમારે બોલવાપણું હોય જ શી રીતે ?

શ્વા : દીકરી, તું મોટી નામાંકીત ગાનારી છો, તું સ્વતંત્ર છો, એટલે શું તું એમ ધારે છે કે તું દુનિયાની નીતિ રીતિ......

મા : ગાનારી પડી ચુલામાં, એને શા માટે આગળ કરો છો. હું એક રસ્તાની જનાર જ છું, એમજ ગણો, એક તમારી નોકરડી જ છું, ધોબણ, માલણ જે ગણવી હોય તે ગણો. એને પોતાનુ પેટ પારકે ઘેર પરાણે ભરવાનું હોય, એને સગું કે વા'લું કોઇ ન હોય.— પછી દુનિયાદારીની નજરે, ઘરના માણસો મારી પાસેથી શું માગે,

એ હું જાણું છું. મને ઘરમાં પૂરી રાખશે; મને નહિ આપે રક્ષણ કે નહિ કરવા દે આનંદઃ છતાં એકલવાઇ થઇને યે મારે દુનિયાદારીથી ને એની નીતિરીતિ પ્રમાણે રહેવાનું કે જે નીતિરીતિનો અર્થ જ મને નથી સમજાતો, ઘરને ખૂણે બેસી રહેવું, અને વખત આવે ગમે તે અજાણ્યાની જોડે જીંદગીભરના બંધનથી બંધાવાનું, કેમ? ત્યાં સુધી જીંદગીના વમળમાં, જીવનસંગ્રામમાં અમારો જીવ અને શરીર હોમાઇ જાય તેનું કાંઇ નહિ! અમારે વાસ્તે, કરમાઇ જવાનું કે રીબાવાનું અમારા નશીબમાં લખ્યું હોય,...છતાં જીંદગીનો સરીગત કોઇ પુરૂષ મળી જાય, કે જેને અમારો આત્મા ઓળખી લે, તેને અમારૂં યૌવન ને પ્રેમ અર્પવાનાં નહિ? તેને બદલે તો નાનપણથી જ અમને ચગદી નાખતા હો, અમારા આત્માને ગુંગળાવી નાંખતા હો, અને જનાનામાં જ પૂરી રાખતા હો, તે સૌથી સારૂં!– પણ જો અમને સ્વતંત્ર કરશો, તો યાદ રાખજો કે અમે એ સ્વતંત્રતાનો ઉપયોગ તો જરૂર કરીશું! પછી તમારે નવાઇ પામવાની ન હોય!

શ્વા : બરાબર. બરાબર, એ સ્વતંત્રતા–કે સ્વચ્છંદતા?–નો વાયુ આખી દુનિયામાં વાઇ રહ્યો છે. બેટા, બાગડા, તું આ બોલવાની ખાતર જ બોલે છે. મને કે' કે તું આ ખરા અંતરનું નથી બોલતી. મારી દયા લાવ જરા...અ...અને (પીસ્તુલોની પેટી તરફ નજર કરીને) નહિ તો શું થશે તે...હું...ક...ક...કહી શકતો નથી. દીકરી, મારી દયા આણ.

મા : બાપુ, શાંત થાઓ, તમારૂં દુ:ખ મારાથી જોવાતું નથી.

શ્વા : અને એ દુ:ખ કોણ કરે છે? મારાથી પણ એ ખમાતું નથી. (પેટી તરફ જોઇને) લઇ જા એને, અંહિથી, લઇ જા.

મા : શું લઇ જાઉં? બાપુ.

શ્વા : કંઇ નહિ–અ છેલ્લીવાર તને કહું છું કે...

મા. : બાપુ, હજીયે હઠ નહિ મુકો?

શ્વા. : દીકરી, હું તને ચેતાવું છું. મારી આગળ એક જ રસ્તો છે, બીજો નહિ.

મા. : એટલે, તમે મારા ઉપર કશું જ છોડતા નથી એમ ને? સારું, બહુ સારું...પણ તમે ત્યારે એમજ માનો છો કે એ આદમીને મારી પીઠ ઉપર લાદવાનો હક તમને છે? (શ્વાર્ત્ઝે ચમકે છે) અને તમારી જ નીતિનાં દૃષ્ટિબિંદુથી હું એની સ્ત્રી થવાને યોગ્ય છું ખરી? (અચકાતી, અચકાતી, અને નજર, કોઈના સામી નહિ, પણ અદ્ધર હવામાં ચોંટાડીને) અને મારા જીવનમાં એ એકલો જ હશે કે કેમ, એની તમને ખાત્રી છે?

શ્વા : (ધ્રુજતાં ધ્રુજતાં પિસ્તુલોની પેટી ઉઘાડી, માંહેથી એક કાઢે છે) રાં...! વેશ્યા!! (એટલું બોલી, બારણાના તરફ હાથ ઉગામીને જવા માંગે છે; પણ બેચાર ડગલાં જઈને એક ખુરશી ઉપર પડી જાય છે. ત્યાં જ હાલ્યા ચાલ્યા વગર, એકીટસે જોતો, તે પડી રહે છે. અને તેનો પિસ્તુલવાળો હાથ નીચે લટકતો જ રહે છે.)

મા : (એક કારમી ચીસ પાડીને) ઓ બાપુ! (શરૂઆતમાં જ્યારે હાથમાં પિસ્તુલ સાથે શ્વાર્ત્ઝે તેના તરફ આવતો હતો ત્યારે, સામે ભીંત તરફ દોડી જાય છે. પણ જ્યારે તે ખૂરસીમાં પડે છે ત્યારે "બાપુ" કહેતી હાથવતી પોતાનો ચ્હેરો સંતાડીને પોતે પણ એક ખૂરશીમાં પડી જાય છે.)

[બ્હાર બારણા ઉપર ઠોકંઠોકા ને ધમપછાડા સંભળાય છે. થોડીવાર પછી, ભાગેલા બારણામાંથી બધાં અંદર આવે છે.]

### પ્રવેશ ૭ મો.

પાત્રો : ઉપરનાં જ, તથા પાદરી, માક્સ, ફ્રા શ્વાર્ત્ઝે અને મેરી.

ફ્રા. શ્વા : લીઓપોલ્ડ, શું થયું તમને? લીઓપોલ્ડ? (પાદરી તરફ જોઇને) ઓ મારા બાપ, આ તો તીર્હા'ડાના જેવું જ છે!

મેરી : બાપુ, બાપુ! બોલોને! બાપુ! ઓ બાપુ! (તેની જમણી તરફ તે પણ ઘુંટણીએ પડે છે)

પાદરી : માક્સ, જા જઈને ડાક્ટરને બોલાવી આવ.

**માકસ** : શું ત્યારે પાછો લકવો થયો ?

**પાદરી** : એવું જ લાગે છે, તું જલદી જા. ( **માકસ** જાય છે, એટલે માગડાના કાનમાં ) એમની પાસે ચાલો ( **માગડા** કંપી ઉઠે છે ) ચાલો, બે'ન હવે એકાદ કલાકની અંદર બધું પતી જશે ! [ **માગડા** ઉઠે છે અને કંપતી કંપતી, ગભરાયલી, પાદરીના હાથનો ટેકો લઈ, **શ્વાર્ત્ઝે**ની ખુરસી પાસે આવે છે )

**ફ્રા શ્વા** : ( પતિના હાથમાંથી પીસ્તુલ ઝુંટાવી લેતાં ) **રહેવા** દો, **લી**ઓપોલ્ડ તમે આ શું કરવા બેઠા છો ?–( પાદરીને ) જુઓને, હાથમાંની પીસ્તુલ એ છોડતા નથી.

**પાદરી** : એમનો હાથ અકડાઇ ગયો છે તે શી રીતે છોડી શકે ? મારા પ્રિય મિત્ર હું તમને કહું છું તે સંભળાય છે ? (**શ્વાર્ત્ઝે** રહેજ ડોકું હલાવે છે. **માગડા** તેની ડાબી બાજુએ બેસી જાય છે ) ઇશ્વર વાણી થઈ કે મનુષ્યનો ન્યાય અધુરો છે...આ દીકરીને વાસ્તે માફીની કંઇ નિશાની બતાવો ! ( શ્વાર્ત્ઝે માથું ધુણાવી ના પાડે છે. )

**મેરી** : ( **માગડા**ની પાસે આવી, બાપને પગે પડે છે ) બાપુ ! બાપુ ! બેનને તમારો આશીર્વાદ આપો !

[ **શ્વાર્ત્ઝે**ના ચ્હેરા ઉપર સ્હેજ હસવું જણાય છે. હાથમાંથી પીસ્તુલ પડી જાય છે. ઘણીજ મુશ્કેલીથી પોતાનો હાથ ઊંચો કરી **મેરી**ના માથા ઉપર મુકવા જાય છે, તે દરમિયાન, તેના આખા શરીરમાં તીવ્ર વેદના થતી હોય એમ લાગે છે. તરતજ તેનું માથું તેની છાતી ઉપર ઢળી પડે છે, ]

**ફ્રા. શ્વા** : ( મોટી ચીસ પાડીને ) **લી**ઓપોલ્ડ !

**પાદરી** : ( તેણીનો હાથ પકડીને ) આ તો એમનું બોળાઉ જ જ છે, આત્મા તો ઉડી ગયો. ( પોતાના બન્ને હાથ જોડીને પ્રાર્થના કરે છે ! વચમાં વચમાં મા દીકરીઓનાં ડુસકાં સંભળાય છે )

**ફ્રા. શ્વા.** : ( મોટી ચીસ પાડીને ) **લી**ઓપોલ્ડ !

પાદરી : ( તેણીનો હાથ પકડીને ) આ તો એમનું ખોળીઉજ છે, આત્મા તો ઉડી ગયો. ( પોતાના બન્ને હાથ જોડીને પ્રાર્થના કરે છે ! વચમાં વચમાં મા દીકરીઓના ડુસકાં સંભળાય છે.

માગડા : ( એકદમ ઉભી થઇને પોતાના બન્ને હાથેથી કપાળ કૂટે છે. ) હાય ! હું શા માટે પાછી આવી ? ! ( પાદરી તેને ઈશારાથી અટકાવે છે, અને પ્રાર્થના કરવાનું કહે છે. પણ તેનો ઇશારો તે નથી સમજતી એટલે ) તમેય મને કાઢી મુકવા માગો છો એમ ?...... મેંજ એમનો જીવ લીધો છે, તો...તો...મને એમના દેહને ઠેકાણે પાડવાનો એ હક ખરો કે નહિ ?

પાદરી : ( બહુજ શાંતિ ને નમ્રતાથી ) એના મૃત દેહ આગળ પ્રાર્થના કરતાં તમને કોઈ નહિ રોકે !

પડદો

